પ્રથમનાં પાનાં ૧ થી ૯૪ વી. પી. પંઢરકરે ટ્યુટોરીયલ પ્રેસમાં,
૨૧૧ એ, ગીરગામ બેક રોડ, મુંબઈ, છાપ્યાં.

પછવાડેનાં પાનાં ૧ થી ૫૫ અને મુખપૃષ્ઠ, પ્રસ્તાવના, તથા અનુક્રમણિકા
નસરવાનજી ખરશેદજીએ યુનિયન પ્રેસમાં, ૩૭, ધોબીતલાવ,
મુંબઈ, છાપ્યાં.

ષટ્પિંડ વિધિનાં ૧ થી ૧૬ તથા તેનું મુખપૃષ્ઠ સી. એસ. દેવળેએ
મુંબઈ વૈભવ પ્રેસમાં, સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાઈટીઝ
બીલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબઈ, છાપ્યાં.




# અર્પણ.

આ સ્મારિકાના મૂળ સંયોજક

જેમની પ્રેરણાથી જ આ સ્મારિકા પ્રકટ થાય છે

અને

જેમણે પોતે શ્રમ લઇ આ રૂઢિસંગ્રહ એકત્ર કર્યો છે

તે જ્ઞાતિહિતૈષી

સદ્દગત ભાસ્કરભાઇ મોતીભાઇ પંડયાની

એક પવિત્ર યાદ તરીકે

આ પુસ્તક

હું તેમના આત્માને અર્પણ કરૂં છું.

સ. હિ. ન૦ મા૦ ત્રિપાઠી.

# પ્રસ્તાવના.

આવા પુસ્તકને પ્રસ્તાવનાની શી જરૂર છે, એમ કદાચ કોઈને લાગશે, અથવા વખતે કેટલાકને તો આ પુસ્તકની જ શી જરૂર હતી, એમ લાગશે. તો પણ જ્યારે હવે આ પુસ્તક છપાયું અને મ્હારા જ્ઞાતિભાઈઓની સેવામાં સોંપવાને તૈયાર કરાયું, ત્યારે તો તે બાબત બે બોલ લખવા તે નકામા નહી જ ગણાય, એવી આશા છે.

આ પુસ્તક છપાવવાનું પ્રથમ સુઝાડનાર સદ્‌ગત શ્રી ભાસ્કરભાઈ મોતીભાઈ રઘુનાથજી પંડ્યા હતા. તેઓ આ પુસ્તકને સત્વર પ્રકટ થયેલું જોવા ઘણા આતુર હતા; પરંતુ દૈવેચ્છા તેથી પ્રતિકૂળ હોવાથી તેઓ તે જોવા ન પામ્યા. તેથી અતિશય દિલગિરી થાય છે. તેમણે આ પુસ્તક રચાવીને પ્રકટ કરવાનું કેમ સૂઝાડયું ને જણાવવું યોગ્ય થઈ પડશે. મ્હારી ધર્મપત્ની અ. સૌ. વિષ્ણુલક્ષ્મીના સ્વર્ગવાસ પછી તેના સ્મરણાર્થે શ્રીજીના મંદિરમાં હમેશને માટે કથાશાળા સ્થાપવાને મ્હારાં માતાતુલ્ય ગં. સ્વ. લલિતા ભાભીની ઇચ્છા હોવાથી, અને તે વખતે મંદિરમાં રા. રા. કરુણાશંકર શાસ્ત્રી દરરોજ કથા કરતા હતા, તેમણે હમેશાં કથા ચાલુ રાખવાનું કબુલ કરવાથી. એક કથાશાળા સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું. અને તે નિમિત્તે કથા કહેવા બેસવાને બની શકે તેટલો એક મ્હોટો ઓસારો ( ઓટલો ) શ્રીજીની સંમુખ કરાવ્યો, અને ત્યાં કથા કહેવા બેસવાનું ઠરાવ્યું. પણ આપણામાં કહેવત છે કે મનુષ્ય કાંઈ ધારે છે અને ઈશ્વર કાંઈ જુદું જ કરે છે, અને તે પ્રમાણે કેટલોક સમય કથાશાળા ચાલુ રહ્યા પછી મ્હારાં ગં. સ્વ. ભાભી દેવલોક પામ્યાં. એટલે અમુક કારણોસર શાસ્ત્રી કરુણાશંકરે કથા ચાલુ રાખવાને ના પાડી અને પોતે નડીયાદ છોડીને મુંબાઈ આવ્યા. તે પછી કથાશાળા માટે શી વ્યવસ્થા કરવી, એ એક પ્રશ્ન થઈ પડ્યો. તેથી મ્હારાં ભાભીએ ગં. સ્વ. મ્હારાં પૂજ્ય માતુશ્રીવાળા ઘરમાં વનિતાવિશ્રામના જેવી એક સ્ત્રીજ્ઞાનવર્ધક સંસ્થા ચાલુ કરી હતી તે સંસ્થાને તેમના સ્મારક તરીકે લલિતાશ્રમ નામ આપીને તે સાથે વિષ્ણુલક્ષ્મી કથાશાળા પણ જોડી દેવાનું નક્કી કરવામાં આવ્યું. અને તેમાં રહેતી એકાદ બ્હેન કથા કરે તેવી વ્યવસ્થા કરી અને તે વ્યવસ્થા અત્યાર સુધી તો ચાલુ છે. હવે પછી ઈશ્વરેચ્છા હોય તે ખરી! આ પ્રકારનો વિષ્ણુલક્ષ્મી સ્મારકનો પ્રયાસ કરવામાં આવ્યો

તે છતા આપણી જ્ઞાતિને કાંઈ લાભ થાય અથવા મરનારનુ કાંઈક સ્મરણ જ્ઞાતિમા રહે એવુ કાંઈ કાર્ય કરવાને ગ ભાસ્કરભાઈનો ખાસ આગ્રહ હતો અને તે માટે આપણી જ્ઞાતિમા અસલથી ચાલતા આવેલા રીતિરિવાજોનો સગ્રહ કરીને તે એક પુસ્તક રૂપે બ્હાર પાડવાને તેમણે સૂચના કરી તે ઉપરથી તેમને જ તેવો સગ્રહ કરવાનુ કાર્ય સોપ્યુ અને તે કાર્યમા મ્હારા શ્યાલક રા ભાઈ શિવલાલે પણ મદદ કરવાનુ કબૂલ્યુ આ પુસ્તકનો અસલ સગ્રહ રા ભાસ્કરભાઈએ એકઠો કર્યો, અને રા શિવલાલને તે સોપ્યો તે ઉપરથી રા શિવલાલે કેટલોક સુધારોવધારો અને વ્યવસ્થા ક્રમસર કરીને છાપવાને પુસ્તક તૈયાર કર્યું તેમ કરવામા, રા શિવલાલે પોતે પણ પૂર્ણ ચોકસાઈથી જોઈતી માહિતી મેળવવાને અને પુસ્તકનુ લખાણ યોગ્ય રીતીસર તૈયાર કરવાને કોઈ રીતે ઓછો શ્રમ લીધો નથી આ પુસ્તક છાપવાને આપ્યા પછી તેના પ્રુફ જેમ જેમ આવતા ગયા તેમ તેમ જ્ઞાતિના ઘણા ખરા ભાઈઓને દર વખતે જોવા મોકલાતા અને તેમાથી જે જે કાંઈ પણ સૂચના આવતી તે બધી એકઠી કરીને, રા શિવલાલે તેનો ઘટતો સમાવેશ આ પુસ્તકમા કર્યો છે આ રીતે આ પુસ્તક છપાવવા યોગ્ય તૈયાર કરી આપ્યા બદલ આ બન્ને ગૃહસ્થોનો તથા ઘટતી સૂચના કરનારા અન્ય સર્વ જ્ઞાતિબધુઓનો પણ જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો છે

પ્રત્યેક જ્ઞાતિના રીતિરિવાજો ઘણા ઉંચા ઉદ્દેશથી અને સકારણ સ્થપાયેલા હોય છે પરન્તુ કાળે કરીને મૂળ કારણ જાણનાર હવે ઘણા થોડા જ રહ્યા છે, ને જેમ જેમ આજકાલનો સુધારો ઊડો પ્રવેશ કરતો જશે તેમ તેમ આ રીતિરિવાજો પોતે જ મનુષ્યોના સ્મરણમાથી પણ જતા રહેશે એવી ભીતિ રહે છે અરૂ કહીએ તો આજ પણ પ્રત્યેક કુટુમ્બમા આ રિવાજોની સપૂર્ણ માહિતી ધરાવનાર વૃદ્ધ પુરુષ કે સ્રી ભાગ્યે જ મળી આવશે તેથી કયા પ્રસગે કેવી વિધિ કરવી જોઈએ, શુ અને કોને કેટલુ આપવુ જોઈએ, આપણામા મૂળ સપ્રદાય કેવો છે તે વિગેરે જાણવા માટે આજકાલના ભણેલા વર્ગના ને મ્હોટી વયે પહોચેલાઓને પણ કોઈ જાણીતા પુરુષ કે સ્રીની પાસે દોડવુ પડે છે એવા સમયમા જેટલુ જ્ઞાન આજ પણ ટકી રહ્યુ છે ને મળી શકે એમ છે તેટલુ એકત્ર કરીને સગ્રહ રૂપે પ્રસિદ્ધ કરવામા આવ્યુ હોય તો તે જળવાઈ રહે ને વર્તમાન તથા ભવિષ્યની પ્રજાને બહુ ઉપયોગી થઈ પડે, એ ઉદ્દેશથી પણ આ લઘુ પુસ્તક છપાવવાનું ઈષ્ટ માનેલુ છે

આમાં કોઈ ન્યૂનતા રહી હશે અથવા દોષો દૃષ્ટિગોચર થશે તો તે સુધારવામા બહુ શ્રમ નહિ પડે, પણ આવો સંગ્રહ ન થયો હોય તો ભવિષ્યની આપણી સ્વજ્ઞાતિની પ્રજાને કેટલી હાનિ પહોંચે, એ પ્રશ્નનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આવા ગ્રથની આવશ્યકતા પ્રત્યક્ષ જણાયા વિના રહેતી નથી.

આ પુસ્તકનુ નામ શું રાખવું તે વિષે વિચાર થતાં મ્હારા પૂજ્ય પિતાશ્રીના સ્મારક તરીકે જ્ઞાતિની વશાવલી 'માધવરામ-સ્મારિકા' છપાવી છે, તે જ પ્રમાણે આ પુસ્તકને પણ 'શિવકાશી-સ્મારિકા' નુ નામ અપાય તો સારૂ એમ મ્હેં ધાર્યું હતું. પણ તે બદલ રા. ભાસ્કરભાઈ સાથે મતભેદ થયો. તેમનો અભિપ્રાય 'વિષ્ણુ-સ્મારિકા' નુ નામ આ પુસ્તકને આપવું એવો હતો તેથી આખરે આ પુસ્તકને 'શિવ-વિષ્ણુ સ્મારિકા' નામ આપીને મ્હારાં બન્ને વ્હાલાંઓનુ નામ આ સાથે જોડયું છે. અને આ સ્મારિકા કોઈને કોઈ પણ રીતે ઉપયોગી લાગશે તો મ્હારા કર્ત્તવ્યની સફલતા થઈ એમ માનવાનો સતોષ થશે, અને મ્હારા બન્ને વ્હાલાંઓનું નામ અમુક વખત સૂધી પણ મ્હારાં જ્ઞાતિજનોના સ્મરણમા રહેશે, એટલો જ સતોષ બસ છે.

આવા નાના પુસ્તકને છપાવતાં આટલાં બધા વર્ષ કેમ લાગ્યા તે બાબતમા બે શબ્દો લખવા તે અયોગ્ય નહી ગણાય. પુસ્તકને માટે સગ્રહ કરવામા, ને તે યોગ્ય ધોરણપૂર્વક લખવામા કેટલોક સમય નીકળી ગયો. તે પછી તેના પ્રુફ છાપખાનેથી જેમ જેમ આવતા ગયા તેમ તેમ તે સર્વ ભાઈઓને સુધારવા મોકલાતાં અને તે પાછા આવતા ઘણો સમય નીકળી જતો તે પછી બધાં પ્રુફોની સૂચનાઓ વાચીને એકત્ર કરવામા ભાઈશ્રી શિવલાલની કપરી નોકરીને લીધે પણ ઘણો સમય વીતી જતો. એ પ્રમાણે એકત્ર કરેલી સૂચનાઓ ઉમેરીને પ્રુફો પાછા સુધારો કરવાને પ્રેસમા અપાતા. આમ કરવામા ગમે તેટલી ઉતાવળ કરવા છતાં પણ પ્રેસવાળા તરફથી ઘણી જ અસાધારણ ઢીલ થતી તે પ્રમાણે ઢીલ થવાથી કેટલીક વખત આગળપાછળનો સબધ જાળવી રાખવામા ગમે તેટલી સભાળ રાખવા છતા કેટલીક ભૂલો રહી ગઈ છે અને એક બે ઠેકાણે તો બેવડુ છપાઈ ગયુ છે. છતા પુસ્તકને ઘટતું માહિતીપૂર્ણ કરવાની સભાળ રાખવામા જે શ્રમ રા. શિવલાલે લીધો છે તેટલાનો ખ્યાલ કરી સર્વ ભાઈઓ તરફથી આવી ભૂલો દરગુજર કરવામા આવશે, એમ આશા છે તે ઉપરાત જેને જેને આમા કાઈ ખામી અથવા

સુધારોવધારો કરવા જેવુ લાગે તેઓ જો લખી મોકલવાની કૃપા કરશે તો ઉપકાર સાથે-ઈશ્વરેચ્છા હશે તો આ પુસ્તકની બીજી આવૃત્તિ કોઈને પણ છપાવવાનો પ્રસંગ અગર ઇચ્છા થશે તો તે વખતે આવી સૂચનાઓનો અમલ થઈ શકશે

આ પુસ્તકમા ઘણા રિવાજો છાપવાના રહી ગયા હશે અથવા વણતે ન્યૂનાધિક છપાયા હશે તો તે બદલ લેખક તથા પ્રસિદ્ધકર્તાને ક્ષમા મળવામા ઉદાર જ્ઞાતિબધુઓ તરફથી વાધો નહિ આવે, એવી આશા છે

આ બધા રિવાજો ચાલુ ગખવા જેવા જ છે એમ લેખક તથા પ્રસિદ્ધકર્તાનુ માનવુ નથી. કેટલીક જગ્યાએ લેખકે તો પોતાના વિચાર જણાવ્યા પણ છે પણ જે રિવાજો હાલમા પ્રચલિત છે તે સર્વ ભાઇઓની સમક્ષ બની શકે તેટલા રજુ કરવા એટલો જ આ પુસ્તકનો ઉદ્દેશ છે અને તેનો કોઈ ને કાઈ પણ ઉપયોગ છે, એમ લાગશે તો આ પુસ્તક છપાવવાનો શ્રમ સફળ થયો એમ માનીશુ છેવટે આપણી ઉચ્ચ અને વિશાળ જ્ઞાતિનો હાલમા જે ક્ષય થતો લાગે છે તેનુ મુખ્ય કારણ લગભગ દરેક કુટુમ્બમા કલેશ અને કુસપ જ છે, એમ મ્હારૂ માનવુ છે તેમાથી શ્રી પરમાત્મા સર્વને બચાવો અને અસલ જે સ્થિતિ હતી તેવી જ અથવા તેથી પણ વધારે ઉચ્ચ સ્થિતિ થાઓ અને જ્ઞાતિનો વિસ્તાર વધો એટલી તે મહાન્ પિતા પ્રત્યે પ્રાર્થના કરતા આ પ્રસ્તાવના બધ કરવાની રજા લઉ છુ

લા૦ સ૦ હી૦
ન૦ મા૦ ત્રિપાઠી.

તા૦ ક૦—આ સ્મારિકામા પૂરવણી તરીકે કેટલાક ચિત્રો આપવામા આવ્યા છે તે ઉપર જ્ઞાતિભાઈયોનુ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે એ ચિત્રો આપણી જ્ઞાતિમા લગ્ન ઉપવીત તથા સીમત સમયે જે ગણેશ તથા કોગા ભીંત ઉપર કહાડવામા આવે છે તેના છે મહૂમ ભાસ્કર ભાઈએ ઘણી ઝીણવટથી શ્રમ લઈ ને અસલ ઉપરથી એકેક નકલ તૈયાર કરીને મ્હારા ઉપર મોકલી આપી હતી અને બને તો તે છપાવવી એમ તેમની ઘણી તીવ્ર ઇચ્છા હતી પરતુ દુર્ભાગ્યે તે પોતે તે ચિત્રો અથવા આ પુસ્તક છપાયલુ જોવાને શક્તિમાન થયા નહી તેથી અત્યત શોક થાય છે તેમની ઇચ્છાનુસાર આ ચિત્રો રગ પુરીને છપાવીને અત્રે આપ્યા છે જે હાલના સમયમા જ્યારે જુનુ સઘળુ ભુલાતુ જાય છે તે સમયે ખાસ કરીને ઉપયોગી થઈ પડશે એવી આશા છે

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૩

### વિવાહ મળે તે વખતની રીત.



## પ્રકરણ ૪

### વિવાહથી આરંભી લગ્ન થતાં સુધીમાં દર વર્ષે વરપક્ષ તરફથી કન્યાને કરવામાં આવતી રીત.



## પ્રકરણ ૫

### લગ્ન વખતની રીત.

* પાનું ૩૩ અને ૩૪ બેવડાવાથી ક્રમમાં ત્રણ બાબતો બેવડાઈ છે, ત્યારે એક બાબત પડતી મૂકાઈ બીજીને તેનો ક્રમ અપાયો છે.

## પ્રકરણ ૬

### લગ્ન પછીની અને સીમંતોન્નયન પહેલાંની કેટલીક રીતો.



## પ્રકરણ ૭

### સીમંતોન્નયનની રીત.

## પ્રકરણ ૮

વ્રતોદ્યાપનાદિ ધર્મ-કર્મમાં આવશ્યક સામગ્રી.



* ચાતુર્માસના લાડુની વિગત પાને ૮૬થી જોવી.

---

## પ્રકરણ ૧૨.

### અવસાનસમયની ક્રિયા અને ઉત્તરક્રિયા.

॥ श्री हाटकेशाधिकाम्पीतम ॥

# શ્રી નડીયાદ વડનગરા નાગરબ્રાહ્મણ જ્ઞાતિના રીતિરિવાજો.

પ્રકરણ ૧

## બાલકનો જન્મ થાય તે વખતની રીત.

નડીયાદની વડનગરા નાગરી નાતમા જ્યાસુધી માના માબાપ જીવતા હોય ત્યાસુધી સ્ત્રી સુવાવડ સૂના પોતાને મોસાળ જાય એવો સાધારણ રીવાજ છે કદાચિત્ માના માબાપ જીવતા ન હોય તો પણ પહેલી સુવાવડ તે તે સ્ત્રીને મોસાળ અને તેને અભાવે બાપના નિકટના સગાને ત્યા કરવામા આવે છે છુટાછેડા થયા પછી જે રીત કરવામા આવેછે તે નીચે પ્રમાણે —

૧ **બાલકનો જન્મ થાય તે વખતે** —છૂટાછેડા થાય કે તરત જ, સુવાવડીના સાસરીયાને ત્યા વધામણી ખાવાસારૂ, સુવાવડી સ્ત્રીના પીયરીયા, પોતાનુ અડીને સગુ ન્હાનુ છોકરૂ હોય તેને મોકલે છે તે વખતે વધામણી ખાવા આવનારને વ્હેવાઇ તરફથી જો પહેલા ખોળાનો પુત્ર જન્મ હોય તો રૂ ૨) ને ગોળ શે ૧।, ને પુત્રી જન્મ[1] વખતે રૂ ૧) ને ગોળ શે ૧।, અપાય છે બીજી સુવાવડે[2] જો છોકરો આવે તો રૂ ૨) ને ગોળ શેર ૧।, ને છોકરી આવે તો માત્ર ગોળ અપાયછે ત્યાર પછીની સુવાવડોએ કંઈ જ નહિ

૨ **નાળીયેર ગબડાવવાની રીત** —પાગમે વાગે વ્હેવાઇને ત્યા નાળીયેર ગબડાવવા આવવાનુ કહેવડાવવુ એટલે સુવાવડી સ્ત્રીની

---

૧ કેટલાએક પુત્રી જન્મ વખતે કંઈ કહાવતા જ નથી —પછી તે પહેલા ખોળાની હોય તો પણ

૨ કેટલાએક બીજી સુવાવડે આ રીત કરતા નથી

નણંદ અગર શ્વસુરપક્ષનું અડીને[1] સગું હોય તે એક નાળીયેર અને પાંચ સોપારી લઇને આવે. નાળીયેર ખાટલા પાસે મૂકીને પાંચ સોપારી ખાટલા તળે ગબડાવવામાં આવેછે. એ રીત કરવા આવનારને સુવાવડીનાં પીયરીયાં તરફથી એક ટકો[2] આપવામાં આવેછે.

૩. **છઠ્ઠીની રીતઃ**—છઠ્ઠે વાસે સવારે, સુવાવડીને પીયર એક પાટલાઉપર કંકુવતે, છઠ્ઠીનાં ૭ પૂતળાં, ઘોડીયું, અને પારણું ચીતરવાં. તે ઉપર એક રેશમી રેંજે અને એક કાગળ પાથરી તેનાઉપર ચોખાની ૭ ઢગલીઓ કરવી; તે દરેક ઢગલીઉપર એક એક પૈસો ને એક એક સોપારી મૂકવું. સુવાવડીને સાસરે ગાંયણીને જમવાનું નોતરૂં કરવું. જમવા આવનાર ગાંયણીએ પોતાની સાથે એક રેંજો, સવાપાશેર ઘી[3], સવાપાશેર ગોળ[3], અને સવાપાશેર સુંઠ, લઈને જમવા જવું. ત્યાં જઈ છઠ્ઠીના પાટલાઉપર રેંજો[4] ઓરાડી પૂજા કરવી ને ઘી ગોળ સુંઠ ત્યાં મૂકવાં. તે ગાંયણીને ઉપર ઘી સાથે કસાર જમાડી વિદાય કરતી વખતે છઠ્ઠીઉપરના ૭ પૈસા તથા તે ઉપરાંત ટકો એક મળી કુલ નવ પૈસા આપવા; અને જે ઘી ને ગોળ તે ગાંયણી લાવી હોય તેમાં તેટલાં જ વધારે ઉમેરી આપીને તેને પાછાં આપવાં ને સુંઠ ઘેર રાખવી.

૪. **જોવા તેડે તેની રીતઃ**—દસ વાસામાં અગર બારમે વાસે કે પછી બીજે કોઈ સારે દિવસે સુવાવડીનાં સાસરીયાંને જોવા તેડવાં. જોવા આવેલાંમાંથી સાસુને રૂ. ાા કે લુગડું, વડસાસુ હોય તો તેને

૧. કાકાજી, મામાજી, માશીજી, ફોઈજી, નાનુદો, દેરાણી અને જેઠાણી એટલાં 'અડીને સગાં' કહેવાય

૨. ટકો=ત્રણ પૈસા.

૩. ઘી ગોળ ને સુંઠ જો કોઇ કારણથી છઠ્ઠીને દિવસે નથી લઇ જવામાં આવતાં તો પછી તે બાળાંબળીયાને દિવસે લઇ જાય, જ્યારે લઈ જાય ત્યારે સુવાવડીનાં પીયરીયાં સુંઠ રાખી લે અને ઘી ગોળ તેટલાં જ ઉમેરી પાછાં આપે

૪. બીજી સુવાવડથી ગાંયણી રેંજો લાવતી નથી ને પીયરીયાંએ પોતાના ઘરનો પાથર્યો હોય તે એક જેનાથી જ કામ ચાલેછે.

પણ રૂ ૦ાા કે લૂગડું, માળસાસરે રૂ. ૦ા તથા બીજાં અડીને સગાં હોય તે દરેકને ટકો ટકો સુવાવડીના પીયર તરફથી અપાયછે.

૫. **બાળાંબળીયાંની રીત**—બારમે વાસે આ રીત કરાય છે સુવાવડીને સાસરે ગાંયણીને નોતરૂ કરવું, ને તેને ઉપર ઘીસાથે શીરો ને ખીચડી જમાડી, વદાય કરતી વખતે ટકો આપવો તે ગાયણી સાંજે દોરડા બાધવા આવે ત્યારે બાલકને માટે હાથનુ, પગનું અને કોટનુ ઘરેણું શકિતપ્રમાણે તે બાલકના બાપને ઘેરથી લેતી આવે પ્રથમ શકુન તરીકે કાચા સુતરના કંકુવાળા અગર લાલ ઉનના દોરડા બાલકને બાધીને પછી ઘરેણુ પહેરાવે વીદાય કરતી વખતે સદર ગાંયણીને ટકો એક આપવામા આવેછે—આ ઘરેણુ માત્ર પહેલા ખોળાનુ છોકરૂં હોય તેને જ કરવામા આવેછે, ત્યાર પછીની સુવાવડે ખાસ કરવાની રીત નથી, પરંતુ માત્ર ગાંયણી જમાડાય છે જો કદાચિત્ કંઈ શોક સંતાપ કે એવા અનિવાર્ય કારણથી તે પ્રસંગે આ ઘરેણાની રીત થઈ શકી ન હોય તો તે પછી સવડ પ્રમાણે બીજી કોઈ સુવાવડે એ રીત કરી કહાડેછે.

**જળદેવકી આરવી**[1]—બારમે વાસે, સવારે, પીયરમાં, એક ત્રાંબા કુંડીમા પાણી ભરીને ચોક મધ્યે મૂકવી, તેની પાસે પાટલા ઉપર કે વેદીઉપર પહેલી લીટી કંકુની, પછી બીજી લીટી રખ્યાની, પછી પાછી ત્રીજી લીટી કંકુની (એકી લીટીયો કંકુની, ને બેકી લીટીયો રખ્યાની) એ પ્રમાણે આઠ લીટીયો કરવી તેની પાસે છઠ્ઠીનો પાટલો અગર સાદો પાટલો તથા ખીચડી ઘીનુ નૈવેદ્ય મૂકવા તે પાટલા ઉપર ચોખાની એક ઢગલી કરવી ને તે ઉપર એક સોપારી મૂકવું, તથા તેની પાસે એક પાળી[2] મૂકવી પછી સુવાવડી સ્ત્રીએ કેડમા ગળણું ખોશી છોકરૂં લઈને તે કુંડી તથા લીટીયોની આસપાસ ફરવુ ને દરેક

---

૧. આ રીતને 'પાળી મુકવી' એમ પણ કહેછે.

૨ જ્યારે બાળકનો જન્મ થાય ત્યારે સુવાવડીના ખાટલા આગળ એક પાળી મૂકાય છે, તે પાળી અહિયા મૂકવી.

ફેરે એક રપ્પાની લીગી ભૂસી નાખીને (ફ કુની લીગી રહેવા દેવી) પાણીની ધાર કુડીમા ને કુડીમા કરવી—એ પ્રમાણે કુલ ચાર ફેરા ફરી ચારે રપ્પાની લીગીયે ભુસી નાખવી ચોખા સોપારી ને કુડીનુ પાણી કુવામા નાખના તેમ કર્યા પછીથી જ સુવાવડી અગર છોકરૂ બહાર નિસરી શકે

૭ ઝોળીપોળીની રીત—બારમે વાસે, સાજે, પીયરમા આ રીત કરાયછે ચાર છોકરાઓને બોલાવવા તે છોકરાઓ ઝોળીના ચાર છેડા ઝાલીને બાળકને જરા હીંદોળે પછી એ હીંદોળનાર છોકરાઓમા ખાંડે પાયના એનથી દાણા વહેચી વદાય કરવામા આવેછે

૮ ઝીયાણાની રીત—પીયરમા સુવાવડ સુઈ રહી, સુવાસિની સ્ત્રી સાસરે જાય ત્યારે ત્રીજે, પાચમે, કે સાતમે મહિને ઝીયાણાની રીત કરાય છે એક ઘોડીયુ[1] તાસકો સાથે, પાગરા (સીમત વખતે ગાડવાને સુતરનો ફાળકો વીંટેલો હોય તે ફાળકાના પાગરા વણાવેના હોય તે) ને માકડીયો, ખોઇયા ન ૩ (એક રેશમનુ ને બે સાદા), બે ગોડીયે ને બે ચાદરો એગ્લી ચીજો સારો દિવસ જોઈ સુવાસિની સ્ત્રીને સાસરે તેના પીયરીયા મોકલવેછે તથા પોતાની શકિત મુજબ બાળકને હાથે પગે કેડે અને કાને તથા છોકરી હોય તો નાકે સુવાવડી સ્ત્રીના માબાપ ઘરેણુ[2] કરાવેછે જો ઘર સારૂ હોય તો કોટે પણ ઘરેણુ કરાવે છે—આ ઝીયાણાની રીત માત્ર પ્રથમ સુવાવડે જ કરાય છે—પછીથી નહિ

---

૧ આ ઘોડીયુ સવવાયા વગરનુ ખરાગીને ત્યાથી આવ્યુ હોય તેવી જ સ્થિતિમા અ રારે પદર વીસ દિવસ આગમચ છોકરીને સાસરે મોકલવામા આવે છે ત્યા છોકરીના સાસરીયાનો સુતાર હોય તે ખીલા મારી કરી સાલવી આપે અને પોતાના હકનુ દામ બદુ કરી રૂ ૧) તે સાસરીયા પ સેથી લે

૨ પહેલા હાથે પગે અને કેડે ચાદીનુ જ ઘરેણુ અપાતુ હતુ હવે હાથે સોનાના આમળીયા થયા છે

૯. **સેટો કરાવવાની રીત**:—નાતમાં, પુનમ અને અમાસ વચ્ચેના કૃષ્ણપક્ષના દિવસોમાં બે ઘેર છોકરાં સાંપડ્યાં હોય, અને તેના દસ વાસા દરમ્યાનમાં જો વરસાદ પડ્યો ન હોય તો જ આ રીત કરાવાયછે: આ રીતને માટે એવું ઘર પસંદ કરવામાં આવેછે કે જેમાં એક સીધી હારમાં ત્રણ ખંડ એવી રીતે આવ્યા હોય કે વચલા ખંડમાં, તે ખંડની બે બાજુ આવેલા દરેક ખંડનું બારણું સામસામી પડતું હોય. સામસામી આવેલા બે છેડાના બે ખંડ પૈકી દરેકમાં રાત્રે અંધારામાં એક એક સુવાવડી સ્ત્રી કેડમાં છોકરૂં લઈ બંધ બારણે સામસામી મોઢું રાખી ઉભી રહે, અને તે દરેકની પાછળ એક એક સુવાસિની સ્ત્રી દીવાનું કોડીયું લઈ ઉભી રહે.[1] એ પ્રમાણે ગોઠવણ કર્યા પછી તે બને સુવાવડીયો પોતાના ખંડનાં બારણાં ઉઘાડી પેલા વચલા ખંડમાં, અંધારે, સામસામી મળીને, અરસપરસ, છોકરાં બદલે. ત્યારપછી તેમની પાછળ રહેલી સુવાસિની સ્ત્રીયો દીવો પ્રકટાવી સામસામી ત્યાં આવે ને દીવો બતાવે ત્યારપછી સુવાવડી સ્ત્રીયો પોતપોતાનાં છોકરાં લઇ પોતાને ઘેર જાય[2].

૧૦. **નામ પાડવાની રીત**.—જન્મેલા બાળકની ફોઈ અગર સુવાવડીના સાસરાનું સગું નામ પાડવા આવે તેને ખુશીનું યથાશકિત

૧. જ્યાં ખંડની આવી વ્યવસ્થા નથી હોતી ત્યા સામસામી પડતાં બે બારણાવાળો એક ખંડ પસંદ કરવામાં આવે છે. તે ખંડમાં અંદર એક ખાટલો ઓઢો રાખેલો મુકવામાં આવે છે. તે ખાટલાની આસપાસ અંધારામાં બને સુવાવડીયો પોતાની કેડે છોકરૂં રાખી સામસામી ઉભી રહેછે, ને પાસે એક બીજી સૌભાગ્યવતી સ્ત્રી પણ ઓરડામાં રહે છે તે ઓરડાનાં સામસામી બારણાંની બહાર એક એક સૌભાગ્યવતી સ્ત્રી દીવો રાખી ઉભી રહે છે. ખંડમાં રહેલી સુવાવડીયો ખાટલા ઉપરથી છોકરા બદલે એટલે તરત પેલી ઓરડામાં રહેલી સ્ત્રી તે ખંડનાં સામસામી પડતાં બને બારણા ઉઘાડી નાખે છે એટલે પેલી હાથમાં દીવા લઇ ઉભી રહેલી બને સ્ત્રીયો અંદર આવી દીવો બતાવે છે.

૨. જો આ રીત કરવામા ન આવે ને તે સ્ત્રી સુવાવડી સ્ત્રીઓ પરસ્પર દેખા દે તો તેમનો છાયડો એક બીજા ઉપર પડવાથી છોકરાં હોડી જાય—એવી બૈરાઓમાં સમજ હોયછે

તેથી વધારે આયેનાં સગાં હોય છે તે બરણી અગર પેપનો સવાશેર ભાર લઈ જાયછે. તેમાંથી પણ શકુનનું એક ચોમલું પાછું આપવામાં આવેછે.

કેટલાએક લોક ભિક્ષા પીરસતી વખતે લાલલાહુ અને ભિક્ષાનું એકું ગણી ઉચ્ચક રોકડી રકમ આપેછે.

આ રીતમાં કંઈ ફરત્યાત નથી પણ ઘણે ભાગે વહેવાર પ્રવર્તેછે એટલે જેટલાંને ત્યાંથી લાલ-લાહુ આવે તેમને ત્યાં પાછો પ્રસંગ આવે ત્યારે આ માણસ પણ તે પ્રમાણે કરે.

૪. **પાપડ વણવાની રીત**—સાગે દિવસ હોય ત્યારે એક દિવસ આગમચ સાંજે સગાંવહાલાંને અગર વધારે ઉત્સાહ હોય તો આખી નાતને 'કાલે પાપડ વણવા આવજો' કરી કહેવરાવવામાં આવેછે. પાપડ વણાઈ રહ્યાપછી પાપડ વણવા આવેલાંમાંથી,-વહેવાણોને નં. ૨૫ લેખે; બીજાં સગાંમાં, સગપણ પ્રમાણે, એકવીસ, પદર, ને તેર લેખે; સગાં નહિ એવાં નાતનાં બીજાં બૈરાંને નં. ૯ લેખે, તથા દરેક કુવારી છોકરીને નં ૫ લેખે;—એ પ્રમાણે સર્વેને પાપડ વહેચવામાં આવેછે. ઉપલી રીતમાં સર્વેએ વણવા જવુંજ અને પાપડ વણવા જ એવું કંઈ ફરત્યાત નથી. કોઇ કોઇ તો માન ઘર મેળે એક બે સગાંની મદદથી પણ વણેછે ને ઉપલા ખટરાગમાં ઉતરતાં નથી.

જનોઇનો પ્રયોગ એક દિવસ, બે દિવસ, અગર ત્રણ દિવસ સુધી ચલાવી શકાય છે. જ્યારે એકથી વધારે દિવસનો પ્રયોગ હોય ત્યારે પહેલા દિવસને 'જળવાસણ'નો દિવસ કહેછે. જનોઈના કર ત્રણ ગણાયછે. તેમાં જનોઇને દિવસે તો અવશ્ય નાત કરવામાં આવેછે ને તેના આગલા પાછલા દિવસોએ, જો સવડ હોય ને બીજે કોઈ ઘેર નાત ન હોય તો એક એક નાત કરી કહાડેછે.

૧. **નાન્દીશ્રાદ્ધની રીતઃ**—સગાંમાં કંઈ વૃદ્ધિસૂતક કે એવો કંઈ થવાનો સંભવ હોયછે તો વદ્ધિશ્રાદ્ધની ક્રિયા જનોઇથી

બેચાર પાચ દિવસ અનાડ પણ કરી લેવામા આવેછે તેથી વૃધ્ધિશ્રાદ્ધ કન્યાને તથા જનોઈ પહેરનારને તે દિવસથી માંડીને તે મગલ કાર્ય સમાપ્ત થયાનો સકલ્પ કરાય ત્યાસુધી સુતક લાગતુ નથી તે વખતે નીચે મુજબ સામાન જોઈએ છીએ —ગેલુ ગજ ૦॥, ગઝ્ઝાણી ગજ ૦॥ ઘઉ શેર ૨, નાળીયેર નંગ ૧, સોપારી નં ૧, પૂજન સામગ્રી, ગોળ, ઘી શે ૧, છુટા પૈસા આશરે ૩ ૦॥॥ ના

ઘરમા છોકરાની વહુ હોય તો તેની પાસે ૫ જવાર મુકાવાય છે તેમા એક ટકો મુકવો પડે છે કોઈક ૦ મુકે છે

૬ ભૂખ્યાં કોણે રહેવું? —મઠુક અને ઉપવીતસસ્કાર કરનાર પતિ પત્ની એ બંને જણે તે દિને ક્રિયા સમાપ્તિ પર્યંત ભૂખ્યા રહેવુ તદ્દન ભૂખ્યા ન રહી શકનાર દૂધ કે નદાર કે મીઠાઈ લઈ શકેછે

૭ માતા આણવાની રીત —કેટલાએકને (જાનીમા ખાસ) ત્યા દરેક પ્રસગે માતા આણવાનો રીવાજ હોય છે, અને કેટલાએક ઉત્સાહને લીધે અગર માનતાના સમયે માતા આણે છે માતા આણવાનો[1] વિચાર થાય ત્યારે બે દીવસ આગમચ બે શકોરામા થોડાક છાણાનો ભૂકો અને માટી એકઠા કરી તેમા પાણી અને થોડા ઘઉ ને જવ નાખી રાખવામા આવે છે તેને જવારા વાવવા કહેછે. અને એક દિવસ આગમચ બે પીતાંબર અગર મગટા બે બાજઠ, એક પીતળનો લોટો, એક (વાળંદની) આરસી બાજરીનો પૂળો એક, નાળીયેર ન ૨ ચુંદડી ન ૨, મીંઢળ ન ૧, ને ચુદડીના કકડા ન ૨, એટલી વસ્તુઓ માળણને આપવી અને તેને માતા તૈયાર કરવા કહેવુ તે ઉપરથી માળણ માતા તૈયાર કરીને જે સગૃહસ્થને ત્યા માતા આણવાના હોય, તે સગૃહસ્થના વહેવાઈને ત્યા માતા પધરાવી

---

૧. માતા બહુ કરી રવિવાર મગળવાર કે ગુરુવાર લવાય છે ને બોપટી હોય છે તો શુક્રવારે પણ લાવે છે. તેમા પાછા બહુ કરી પોતાને ઘેર નાત હોય એવો દિવસ શોધાય છે માતા આવ્યા પછી બીજે કે ત્રીજે દિવસે તેમને વળાવેછે

આવે છે. આ બદલ, તે માલણને સદર સદ્ગૃહસ્થ તરફથી માતા જોડી ૧ મે રૂ. ૧) અપાય છે.

(ક) ગાગરબેડીયાં લેવા જવાની રીતઃ—ત્યાર બાદ બધાં બૈરાં એકઠાં થઇ, એક ચાયણીમાં, ડાંગર શેર. ૨, ગોળ, શે. ૦ા અને એક ટકો નાળીયેરનો એટલું લઇને નગારાં સહિત વાજતે ગાજતે કુંભારને ત્યાં ગાગરબેડીયાં લેવા જાય છે. ત્યાં ડાંગર, ગોળ ને ટકો એટલું કુંભારને આપે છે, ને તેને ત્યાંથી માટીની ચાર ગાગરડીઓ, બે કોડીયાં માટીનાં અને માટીના બે ઘોડા લઇને, બધાં વ્હેવાઇને ઘેર જ્યાં માતાજી પધરાવ્યાં હોય ત્યાં જાય છે. ત્યાંથી માતા માથે ચઢાવી, પોતાને ઘેર આવે છે ત્યાં બારણા આગળ માતાને પાંખી લઈ બાજટ ઉપર નાળીયેર, જવારાનું એક શકોરું, કોડીયું, ને ઘોડો મૂકી ઘરમાં સ્વચ્છ સ્થાનકે પધરાવે છે ને તેમાંનાં પેલાં કોડીયામાં નાડાની વાટવાળો ઘીનો દીવો દરેક બાજટમાં પ્રકટાવે છે. આ માતાજીને ઘરમાં ર[illegible]ના મુદતનો આધાર, તેમનું પૂજનાદિ કરવાની શક્તિ અનુકૂળ [illegible] અને શ્રદ્ધા ઉપર રહેછે. જેટલા દિવસ ઘરમાં રહે એટલા દિવસ પૂજન કરવામાં આવે છે થાળ ધરાવાય છે ને અખંડ ઘીના દીવા બાળવા પડે છે.

(ખ) થાથ જમાડવાની રીતઃ—જે દિવસે માતાનું સ્થાપન કરવામાં આવે તે દિવસે તે નિમિત્તે ચાર બ્રાહ્મણ અગર ચાર ગાંયણીઓ જમવા તેડવી પડે છે. તે દિવસે બહુ કરી નાત પોતાને ઘેર હોય છે એટલે નાતમાં જમવા તેડે છે. તે બ્રાહ્મણ અગર ગાંયણીઓને આખો દિવસ ભૂખ્યાં રહેવું પડે છે ને રાત્રે જમવા આવે ત્યારે નાહીને જમવા બેસવું પડે છે. આમ બની શકતું ન હોવાથી બહુ કરી બ્રાહ્મણોને જ માતાના બ્રાહ્મણ તરીકે વાળે છે. માતાજી નિમિત્તનાં કસાર, અડદના લોટની ધારી, પૂરી, ચણા ખીર એવું ખાસ બનાવવામાં આવ્યું હોય છે તેને ભાગલો ધોયો કહેવાય છે. તે પદાર્થો પેલા માતા નિમિત્તના બ્રાહ્મણોને પીરસી

જમાડવા પડે છે.ત્યાર બાદ તેમને પૈસો પૈસો દક્ષિણા આપી વદાય કરવામાં આવે છે. માતાજીના પ્રસાદમાંથી શેષ રહેલ કસાર, ખીર ને અણુ નાતમાં રહેજ રહેજ પ્રસાદ તરીકે પીરસાય છે.

૮. **માતા વળાવવાની રીતઃ**—બુધવાર શિવાય ગમે તે દિવસે માતા વળાવી શકાય છે. તે દિવસે નાત કરવી જ જોઇએ એમ નથી. માતાજીને વળાવવાને દિવસે, સવારે, દૂધભાત ખાંડ નાંખીને માતાજીને ધરાવવાં, ને પછી બે બટુક[1] ને બે કુમારિકાઓને[2] તે ખવડાવવાં. ત્યાર પછી નાતનાં બૈરાં એકઠાં થઇ, વાજતે ગાજતે, માતાજીને કોઈ બીજા માતાના મંદિરમાં—હાલમાં નાની ખોડીયાળ માતાએ—વળાવવા જાય છે. તે વખતે પેલા અખંડ બળતા બે ઘીના દીવા એક જુદી થાળીમાં મૂકી તે ઉપર ચાયણી કે ચાયણો ઢાંકી તે દીવા ઓલવાઇ જાય નહિ એવી રીતે ખોડીયાળ માતાએ લઈ જાય છે. ત્યાં માતાજી પધરાવી, ઘીના દીવાનાં કોડીયાં મૂકી, માતાજીને પગે લાગી, માટીના ઘોડા કહાડી લઈ, બૈરાં ઘેર આવે છે. પછી માતાનો તપોધન બાજઠ પીતાંબર વીગેરે ઘેર પાછું આપવા આવે તે વખતે તેને નીચે મુજબ અપાય છેઃ—પહેલાં ફક્ત એક શીધું અપાતું તેમાં લોટ શે.૧, ઘી શે.૦॥; ચોખા શે.૦॥, દાળ શે. ૦ અને ૩૦॥ રોકડા તપોધનને અપાતું હવે તે ઉપરાંત એક બીજું શીધું ઉપરપ્રમાણે માતાના પૂજારીને આપવાનો ચાલ શરૂ થયો છે; તેમાંના દસ આના બીજા શીધા સાથે અપાતા નથી.

૯. **વાને ન્હાવાની રીતઃ**—જનોઇને દીવસે, બટુકની મા, માશી, મામી, અને ફોઈ,—તેમાંથી જે ન હોય તેને અભાવે તેમનાં છોકરાં અગર બીજાં અડીને સગાં—એઓમાંથી ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓને વાને ન્હાવા આવવાનું કહેવડાવાય છે; એટલે તેઓ સવારના પહોરમાં બટુકના બાપને ઘેર આવી, આમળાં અને કંકોડીના પાણીથી

---

૧. જનોઇ દીધા વગરનો છોકરો.

૨. પરણ્યા વગરની છોકરી.

માથાના વાળની એક લટ પલાળે છે, (પહેલાં માથું ચોળવામાં આવતું) ને પછી ત્યાં નાહ્યછે. તે ચાર જણને વદાય કરતી વખતે દરેકને એક એક માંગનો લાડુ અપાય છે. (માંગના લાડુ નં. ૧ માં, માંગનો લોટ શે.૦। ઘી શે. ૦। ને ગોળ શે. ૦।=,એ માપે નંખાય છે.)

૧૦. **ગણેશ પૂજવાની રીતઃ**—ગણેશ માટે પ્રથમથી ભીંતઉપર ઘર ચીતરી મૂક્યું હોય તેમાં, મધ્ય ભાગે, સીંદૂર વતે ગણેશ કહાડવા; જેની પાસે **લીટી** કરાવી હોય તેની પાસે ગણેશપૂજન કરાવવું, ને નૈવેદ્યમાં માંગનો લાડુ તથા એક પૈસો મૂકવો. સદર માંગનો લાડુ ને પૈસો પૂજા કરાવનાર બ્રાહ્મણ લઈ જાય છે. પૂજા કરનાર સૌભાગ્યવતી સ્ત્રીને, ઘરની રીત મુજબ, રૂ. ૧ા અને લાડુ નં. ૫, અગર ઘરધણીની શક્તિ અને શ્રદ્ધા મુજબ ઓછુંવધતું અપાય છે.

૧૧. **સગાંની નાતઃ**—સગાંની નાત કરવામાં આવે છે ત્યારે ઉત્સાહ હોય તો વેહેવાણું દેવામાં આવે છે તેની વિગતઃ—સાસુને રૂ. ૦ાા, સસરાને રૂ. ૦ાા, મોળસાસરે મામા મામીમાંથી એકને રૂ. ૦। ને બીજાને ટકો, તથા કાકા કાકી દીયર નણંદ જમાઈ વગેરેને ટકો ટકો. ઉપર જણાવેલ સગાંમાંથી, કોઈ કારણથી, જે કોઇ જમવા ન આવ્યું હોય તેને ત્યાં સીધું મોકલાય છે તે વખતે તેમાં વહેવાણાની રકમ મૂકીને મોકલાય છે.

૧૨; **માંગવસન કરવાની ને પીઠી ચોળવાની રીતઃ**—એક ધોળેલી, કંકુના ચાંલ્લાવાળી ચંટી, ચાર સૂપડાં (તેમાં બે વાંશીયાં ને બે સુતરીયાં) જોઇએ. સૂપડામાં થોડા થોડા માંગ ને ગોળનો એક એક પડીયો મૂકવો. જે ચાર જણ વાને નાખ્યાં હોય તે ચાર જણ સાથે માંગ ભરડે અને દરેક જણ એક એક ગોળનો પડીયો લેઇ લે.—આને ઓળવસન અથવા માંગવસન કર્યું કહે છે.

**પીઠી ચોળવાની રીતઃ**—એક પ્યાલામાં પીઠી (પીઠી તૈયાર વેચાતી મળેછે તે અગર જવલા, ઘઉંલા, નખલા, કપૂરકાચલીનો ભૂકો તથા હળદર એટલાં એકઠાં કરેલાં તેને પીઠી કહે છે) લઈ તેમાં

પાણી, ગુલાબજળ અત્તર નાંખી તયાર કરવી. પછી એક વાડકીમાં થોડું તેલ ને રૂ. ૧) લેવાં. તે રૂપીયો તેલમાં બોળી બોળીને સંચારવું એટલે બડવાનાં અંગોએ--પગની પાટલીએ, ઘુંટણે, હાથે, ખભે, ને પછી માથા ઉપર--તેલવાળો રૂપીયો અડકાડવો. તે પછી પીઠી એ જ પ્રમાણે લગાડી પછી આખે શરીરે પીઠી ચોળવી. તેમાં પ્રથમ બડવાની મા, પછી તેની મામી, ને તે પછી જેણે લીટી કરી હોય તે, એમ અનુક્રમ રખાય છે. તેલ સંચરામણનો રૂપીયો એક, લીટી કરનાર સૌભાગ્યવતી સ્ત્રી લઈ જાય છે. પછી બડવાને કપાળે કંકુનો ચાંલ્લો તથા જમણે ગાલે કાજલનું ને ડાબે ગાલે કંકુનું એમ બે બાડાં કરવામાંઆવે છે. 'ગોળવસન કરવા જેટલાં બૈરાં છોકરાં આવ્યાં હોય તે દરેકને ગોળનો પડીયો નં. ૧ અપાય છે.[1]

૧૩. **મોસાળાની રીતઃ**—આ રીત બડવાના મોસાળથી, બડવાના માતામહ-વડવા-તરફથી કરવામાં આવે છે. તેમાં બડવાનાં ને બડવાની માનાં લુગડાં, ભિક્ષાની સામગ્રી, અને તળાંસળું એટલાંને સમાવેશ થાય છે.લુગડાં,એક ટોપલામાં મૂકી,તથા તળાંસળુ અને ભિક્ષાની સામગ્રી સાથે રાખી, વાજતે ગાજતે, બડવાનાં મોસાળીયાં, સગાંનાં બૈરાંને સાથે લઇને, બડવાના બાપને ત્યાં આવેછે.—એ સર્વેની વિગતઃ—

ક. **બડવાની મા સારૂ લૂગડાંઃ**—યથાશક્તિ, સાડી કે અંબર, સાળુ, કમખો, ચણીયો, મોંડ, ને રામણદીવો.

ખ. **બડવા સારૂ લૂગડાંઃ**—રેશમી કોરનું ધોતીયું, પહેરણ, રેશમી કપડાનું અંગરખું તોઈ મૂકેલું (હાલ તેને બદલે) કોટ, શેલું (હાલ) બેસ, પાઘડી, પીતાંબરી અને પગરખાં જોડ ૧. તે સર્વેને બદલે હાલમાં ઘણેખરે ઠેકાણે ડ્રેસ એટલે ઝીકે ભરેલાં મુખમલનાં અગર રેશમી પાટલુન, કોટ અને ટોપી અપાય છે. કેટલાએક પોતાના ઘરનો ડ્રેસ કે લૂગડાં મૂકી, અવસર વીત્યે, તે પાછાં લઇ લેઈ, ને બદલ અમુક દાગીનો કરાવે છે, અને કેટલાએક પોતાની શકિત મુજબ થોડીક રોકડી રકમ આપી પતાવે છે. બીજાં લુગડાંમાં

૧. પહેલાં માત્ર ચાર જણને ૪ ગોળના પડીયા અપાતા.

તથા સ્થિતિ પ્રમાણે ફળફળાદિ—આ સર્વે વસ્તુઓ[1] ગોર લઈ જાય છે. ત્યાર પછીથી મોસાળમાં આવેલી ભિક્ષા, ( નં. '૧૩ ગ'માં લખેલી ) બટુકની મામી, અગર મોસાળ પક્ષનું કોઇ સગું પીરસવા આવે છે. તે વખતે બટુક હાથ ધરી, **ॐ भवति भिक्षां देहि ।'** એમ કહે, એટલે પછી મામી પીરસે, તે પાછું '**ॐ स्वस्ति**' એમ કહી બટુક સ્વીકારે. આ ભિક્ષા બટુકને ઘેર રહે છે ત્યાર પછી જે લોકોએ લાલ લાડુ કર્યા હોય અગર જેઓ કરવાનાં હોય, તેમના તરફથી ભિક્ષા પીરસવામાં આવે છે તેની રીતઃ—મગજના લાડુ કે ગસોટના લાલ લાડુ કરનાર તરફથી, રૂ. ૦॥; તથા બરફી પેંડા આપનાર તરફથી, રૂ. ૦।. અપાય છે.[2]

**૧૮. બટુક દોડાવવાની રીતઃ**—પછી નાતમાં વરઘોડાનાં તેડાં કરવામાં આવે છે. આવેલા સદ્‌ગૃહસ્થોનો અત્તરપાન ગુલાબથી સત્કાર કરી, વરઘોડો વાજતે ગાજતે નિસરેછે. બટુક મોસાળમાં આવેલાં કપડાં પહેરી, ખભે દંડ રાખી, પગે ચાલતો ચાલતો સાજન સહિત ચકલે જાય છે. ત્યાં ચકલાની પૂજા બટુક કરેછે. બટુકનો-બ્રહ્મચારીનો-વિવાહ જો જનોઈ દેતા પહેલાં મળ્યો હોય છે તો તે વખતે તેના સાસરા તરફથી રીત કરવામાં આવે છે તેને **રૂઠો વાળવો** એમ કહેવાય છે. કન્યાની ફોઈ અગર બહેન અગર તેમને અભાવે

૧. ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે આ પ્રકારની ભિક્ષાસામગ્રી એક દર બે થઇ એક બટુકના બાપના ઘરની ને ગોર લઇ જાય, ને બીજી બટુકને મોસાળથી આવેલી તે બટુકના બાપના ઘરમાં રહે. કેટલીક જગ્યાએ ગોર પોતાના ઘરની ભિક્ષાસામગ્રી નામની લાવી મુકેછે અગર બાપને ઘેરથી નામની મુકાય છે ને તેને બદલે ઉચ્ચક રોકડ રકમ ગોર લઈ જાય છે. તેમજ કેટલેક ઘેર મોસાળના લુગડાં વિગેરે બદલે પણ ઉચ્ચક રોકડ રકમ (રૂ ૧) કે રૂ, ૦॥) અગર દાગીનો અપાય છે.

૨. શોક સંતાપને લીધે કોઇ લાલ લાડુ કે ભિક્ષા નથી કરી શકતું, તે જ્યારે વરઘોડો ફરી આવ્યા બાદ બટુક પગે લાગવા આવે છે, ત્યારે પગે લાગ્યાને બહાને અમુક ઉચ્ચક રકમ બટુકને આપી, પોતાની હોંસ પૂરી કરેછે.

તેના સગામાંથી કોઈ પુરૂષ ત્યાં ચકલે રૂકો વાળવા આવે છે. બ્રહ્મચારીના કપાળમા ચાંલ્લો કરી, પોતાના કુટુંબમાં ચાલતી આવેલી રીત મુજબ ઓછામાં ઓછા રૂ. ૧૦) અગર તેથી વધારે પોતાના ઉલ્લાસ અને શક્તિ મુજબ બડવાને આપે છે. તેમાંથી રૂ. ૧) રૂકો વાળનારને શકનનો પાછો આપવામાં આવે છે. હાલમાં કેટલાએક રોકડા આપવાને બદલે કંઈ દાગીનો અગર રૂપાની નમુનેદાર ચીજ (ખડીયો, પાવડીયો એવું કંઈ) આપેછે. ત્યાર પછી બડવો (જાણે ગુરુને ત્યા ભણવા નાશી જતો હોય તેવી) દોટ મૂકે છે, તેને તેનો મામો[1] અગર તેમને અભાવે મોસાળનું અડીને સગું હોય તે મનાવીને પકડી લાવે છે, ને ઊંચકીને ઘોડી ઉપર બેસાડે છે. તે વખતે બડવાની બહેન ઘોડીની લગામ ઝાલી ઉભી રહે છે[2] તેને રૂ ૧) થી રુ ૫) સુધીનુ કંઈ આપી બડવો રાજી કરે છે ત્યારે ને ત્યાર પછીથી જ તે બહેન વરઘોડાને આગળ વધવા દેછે.

**૧૯. વરઘોડો ફરી આવ્યા પછીની રીત**—વરઘોડો ફરીને ઘેર આવ્યા પછી બડવાનો મામો બડવાને ઘોડી ઉપરથી નીચે ઉતારવા જાય છે. પરંતુ બ્રહ્મચારી ના પાડે છે, તે જ્યારે તેનો મામો તેને ઓછામાં ઓછો રૂ ૧) અગર શક્તિ હોય તો સોનાની વીંટી કે એવુ આપીને અગર આપવાનુ વચન દઇને મનાવે છે ત્યારે તે બડવો હા પાડે છે ને મામો તેને ઊંચકી નીચે ઉતારે છે ત્યાર બાદ પતાસા અગર પાનસોપારી વહેંચી સાજનવર્ગને વદાય કરવામા આવે છે બ્રહ્મચારી ઘરમાં દેવને, તથા વડીલ વર્ગને પગે લાગી, જ્ઞાતિમાં અન્ય

---

૧ કેટલીએક વાર એવુ બને છે કે બડવાના મોસાળીયાં અને બાપના ઘરનાં વચ્ચે કોઇ ખાનગી કારણથી ક્લેશ કકાસ થઇ ખાવા પીવાના વ્યવહાર મૂકાયા હોય છે તેવી સ્થિતિમા 'બડવાને પકડવા **મામો** જ જોઇએ' એ પ્રસગ ને એ રૂઢી મોસાળ પક્ષ અને પિતૃ પક્ષ વચ્ચે સમાધાન અને સપ કરવામા એક સબળ અને સચોટ સાધન નીવડે છે

૨. આ રીત કેટલાક જનોઇ વખતે નથી કરતા, માત્ર લગ્ન વખતેજ કરે છે.

નિકટનાં સગાં સગ઼ંધીને પગે લાગવા જાય છે તે વખતે સહુ કોઈ, પોતાનો સંબંધ, સ્નેહ, ઉત્સાહ, શક્તિ અને વ્યવહાર ધ્યાનમાં લઈ, કંઈ રોકડ અગર કોઈ વસ્તુ, અગર આશીર્વચન બ્રહ્મચારીને આપે છે.

**૨૦. જનોઈ દીધું હોય તે વર્ષમાં કરવાની રીતઃ—** જનોઇ દેવાયા પછી જો સારે સારૂં હોય તો નીચે મુજબ રીત કરવી પડે છે.

ક. **ધીમઃ**—ફાગણ વદિ ૧ને દિવસે, ત્રાંબાના લોટાને ધોળી તેમાં આંબાનાં પાંદડાં નાખી, તેવા લોટાની પૂજા કરાય છે; તથા તે નિમિત્તે સગાંને જમવા તેડવામાં આવે છે.[1]

ખ. **ટાઢી શેરનું ઓસણું**:—શ્રાવણ વદિ ૭ ને દિવસે, સગાંને જમવા તેડવામાં આવે છે.[1]

—o—

## પ્રકરણ ૩.

## વિવાહ મળે તે વખતની રીત.

સગાઈ અથવા વેવીશાળ કરવું તેને વિવાહ કર્યો એમ કહેવાય છે. એ કરતી વખતે બે વાત મુખ્ય જોવામાં આવે છે. ૧. વરકન્યા ગમે એટલી પેઢીયે પણ એક ગોત્રનાં હોવાં જોઇયે નહિ. ૨ વર-કન્યાનાં ગોત્ર જુદાં જુદાં હોય છતાં પણ ચાર પેઢીની અંદરનું સગપણ હોય તો સગાઇ થઈ શકે નહિ; એટલે કે થડ છોડીને ગણતાં સગાઇથી જોડાનાર વર-કન્યા વચ્ચે ઓછામાં ઓછી ચાર[2] પેઢી વીતવી જોઇયે.

---

૧. હવે એવો ચાલ શરૂ થયેલ છે કે જનોઈ દીધેલો છોકરો તે દિવસે ગામમાં હાજર ન હોય તો આ રીત ન કરે.

૨ નીચે બતાવ્યા મુજબ ચોથી પેઢીયે સગાઇ થઇ શકે તેને ચોથા ચોથી વિવાદ થયો કહે છે કાન્તિલાલ અને ઉમાગ એ બનેની પૂર્વે થઇ ગએલાં કોઇ પણ સ્ત્રી પુરૂષ વચ્ચે સગાઇ થઈ શકે નહિ.

તો પણ ત્રીજી પાંચમી વિવાહ થઈ શકે છે ખરો'.

૧. **ચાંલ્લો કરવાની રીત:**—ખાનગી મોઢામોઢ ગમે એટલી વાતચીત થઈ હોય, અગર નાતમાં હોકારો સુદ્ધાં ઉઠ્યો હોય કે અમુકને અમુક કન્યા દીધી તથાપિ જ્યાં સુધી રીતિસર ચાંલ્લો કરવામાં આવ્યો ન હોય ને જ્ઞાતિમાં તે નિમિત્ત કુશલદક્ષિણા વહેં-

ગિરજાશંકર (થડ).

| | | |
|---|---|---|
| ૧ કીરપાદત્ત | | ઉમેદશંકર ૧ |
| ૨ એનબા | | મનસુખરામ ૨ |
| ૩ છગનલાલ | | તનસુખરામ ૩ |
| ૪ કાન્તિલાલ | —— તેમની પત્ની —— | ઉમાંગલક્ષ્મી ૪ |

૧. દાખલ તરીકે:—

મોહનરામ (થડ).

| | | |
|---|---|---|
| ૧ ધીરજરામ | | શિવરામ ૧ |
| ૨ માધવરામ | | સૂર્યરામ ૨ |
| | | મનસુખરામ ૩ |
| | | રવિલક્ષ્મી ૪ |
| ૩ નરહરરામ | —— તેમનાં પત્ની —— | વિષ્ણુલક્ષ્મી ૫ |

ચાઈ હોય નહિ ત્યા સુધી વિવાહ થયો એમ કહેવાતુ નથી [1]

૨ વિવાહ સંબંધ બાંધવાની રીતઃ—અત્રે ખાસ રીતિ-પુર સર કન્યાના માગા કરવાનો ચાલ નથી કુદરતી રીતે કયી કયી કન્યાઓને કયા કયા વર ખપે છે, એ ધ્યાનમા રખાય, વાતચીત દ્વારા પરસ્પર જણાવાય અને કન્યાની અછત હોય અગર કન્યા બીજે દેવાઈ જશે એમ લાગતુ હોય ત્યારે ખાનગી રીતે આગ્રહ દર્શાવાય પરંતુ કન્યાનુ અમુક પદ્ધતિ પુર સર માગુ કરે તો જ કન્યાનાગો દે એવુ કઇ નથી, અર્થાત્ 'માગુ નથી કર્યું' એટલા જ કારણથી વિવાહ સબધ બધાતો અટકતો નથી પહેલા તો બાળકનો જન્મ થયો ન હોય તે પહેલા માહોમાહે બે સ્ત્રીઓ વચ્ચે ગોઠવણો થતી કે 'મારે દીકરો કે દીકરી આવે ને તારે દીકરી કે દીકરો આવે' તો એ બંને નો વિવાહ કરવો, ને તે પ્રમાણે નીવડતા તેવો સબધ બધાતો પણ ખરો—એવા દાખલા હતા અને હજી મોજુદ છે ત્યાર પછી એમ પણ દાખલા બનતા માલ્યા કે મહાદેવ આદિ દેવદર્શન જતા જતા અમુક ઘેર આટો મારી, 'અમુક છોકરો કેમ દેખાતો નથી' એમ સાધારણ રીતે પૂછી, છોકરો નજરે પડતા તેને કપાળે ચાંદલો કરી કહે કે 'મારી ફલાણી કન્યા આને દીધી' ત્યાર પછી જ્ઞાતિનિયમ પુર સર વિવાહના રીતિરિવાજ હવે વર્ણન માં આવશે તે થતા આ પદ્ધતિ સદ્દીસલામત ન હોવા છતા પણ આવી રીતે દેવાયની કન્યા ઓનો તે સમયે, 'ઘેર બેઠા આવેલી લક્ષ્મી પાછી ન ઠેલાય' એવી સમજથી સ્વીકાર થતો પણ ખરો એવી રીતે સબધ બંધાયાના દાખલા મોજુદ છે તે વખતે ના પાડવી એ બહુ દીણપસ્તુ ને શરમભરેલુ ગણાતુ ને મોઢે બોલાય ગયેલાં વચનો પાળવાના ટેકમા વગરયુક્તી પોતાના જેવાતી નહિ, તથા તેના લાભ તેમ જ

1 આમ છે તથાપિ કોઈ કોઈ ઠેકાણે એવી રીત નીકળી છે કે ખાનગી માગા મોકલાય છે ને પડી ખપવાને છે તેટલી વખતે આ વાળી રીત કહેલી નહી તેમ દુઃખથી દસ્તાના વહેવારી નહિ અને પણ જાજ પ્રસંગોમા બને છે.

ગેરલાભ દંપતિ ભોગવતુ પછી ધીમે ધીમે સુધારો થવા માડ્યો તેમ તેમ આવી તરંગવશ પદ્ધતિઓનો ત્યાગ થવા માંડ્યો. પ્રથમ બને પક્ષ વચ્ચે સ્હેજસાજ વાતચીત થાય જન્માક્ષર આદિ જોવાય મેળવાય ને પછી ચોક્કસ દિવસે રીતસર હોંકારો કરી ચાલ્લો કરાય એવી રીત ચાલી. હવે ધીમે ધીમે એવો વખત આવ્યો છે કે જ્યારે કેવળ વાતચીત કરી તરંગવશ સબધ નથી બધાતા પરંતુ વર-કન્યાની યોગ્યતા-અયોગ્યતા સંબંધમા વિચાર કરાય છે તથા એમાથી એક પક્ષને અનુકૂળ **નથી** હોતુ તો સભ્યતાથી **'ના'** કહેવાય છે, તથાપિ તે અગાઉના જેટલું હીણપસ્તુ અને તુચ્છ-કારભરેલુ નથી ગણાતું. હજી આમા સુધારાને અવકાશ છે

૩ **વિવાહસંબંધમાં ફેરફાર**—અમુક વર-કન્યાનો વિવાહ સંબધ રીતિપુરઃસર બધાઈ ગયો હોય અને અમુક કાલ ટક્યો હોય તથાપિ આગળ ઉપર જતા તેના વરકન્યા વચ્ચે 'કજોડું' છે એમ જણાય તો તે કારણથી અગર બીજા કોઈ કારણથી કન્યાની ફેરબદલી કરવી હોય તો કરી શકાય છે ખરી પરતુ તેમા **વરપક્ષની** સમતિની અતિ ઘણી જરૂર રહે છે **વરવાળાની સંમતિથી જ** તે ફેરબદલી થાય છે તે **શિવાય નહિ** જો કે એનો અધિકાર કન્યાવાળાના હાથમા રહે છે અને કન્યા-પક્ષ ધારે એમ કરી શકે એમ હોય છે તથાપિ વર બીજી કોઈરીતે અયોગ્ય ન હોય તો તેવો સબધ બંધાયા પછી કેવળ કજોડુ છે એટલા જ કારણથી વરપક્ષની સમતિ વગર ફેરબદલી થતી નથી, ને તેવી રીતે કરવામા આવે છે તો હીણપસ્તુ ગણાય છે ફેરબદલી [illegible]તી વખતે **વરપક્ષની** સમતિથી તે વિવાહિત કન્યા (વરકરતા [illegible] બાધામા મ્હોટી દેખાતી હોય તે) બહુ કરીને તે વરપક્ષના [illegible] કુંવર, નહિ તો તેને અભાવે બીજે કઇ દેવાય છે, અને તેને [illegible], તેની ન્હાની બ્હેન અગર તેને અભાવે અતિ નિકટના સગાની કોઇ છોકરી તે ખાલી પડેલા વરને તરત જ દેવાય છે આ રીત અત્રે બહુ પ્રચલિત છે

**૪. કન્યા બહારગામ દઈ શકાય:**—પહેલાં લગભગ એવું હતું કે બહારગામથી કન્યા પરણી લાવતા, પણ આજે ભાગે બહારગામ કન્યા દેતા નહિ. એક વખત એવો પણ આવેલો કે **બહારગામ** કન્યા ન દેવાસારૂ જ્ઞાતિજનોએ 'એકડા કરી' ઠરાવ કરેલો, પરંતુ તે વખતે પણ તે ઠરાવ અગર નિયમ તોડનારને કંઈ જ્ઞાતિ તરફથી ખાસ શિક્ષા તે નિયમ–ભંગ માટે કરવામાં આવી ન હોતી. પછી ધીમે ધીમે બહારગામ કન્યા દેવાનો વ્યવહાર વધતો ગયો ને તે હજી પણ ચાલુછે. કન્યા બહારગામ દેવા માટે અત્રે કન્યા દેનાર ધણીને બીજાં કેટલાંક ગામ માફક, કંઈ ખાસ દંડ નાતમાં ભરવો પડતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવા જેવુ છે.

**૫. સટું કરવાની રીત:**—ઈશ્વરકૃપાથી અત્રે નડીઆદ ગામમાં સટું કરવાનો બદચાલ હજી સુધી દાખલ થયો નથી. બહારગામથી કન્યા પરણી લાવનારને તે ગામની રીત મુજબ અનિચ્છાએ સટું કરવાની ફરજ પડવાના નહિ જેવા જુજ દાખલા બનેલા ખરા, પરંતુ તે પણ સારૂં ગણાયલું નહિ એ બદચાલ તરફ આ ગામમાં બહુજ તિરસ્કાર છે. નાત નહાની હોવાથી ને બહારગામ અચાલે દેવાનો પ્રચાર હોવાથી માંહોમાંહ્ય બેવડા ત્રેવડા સંબંધ બહુ જ ગુંથાયલાછે. તેને પરિણામે એવા સંબંધ બંધાય છે કે જે સટું કર્યુ હોય તેવા ઉપરછેપરથી જોનારને દેખાય ખરા પરંતુ તેવા સબધ બાંધતી વખતે સટુ કરવાની દૃષ્ટિ પણ નહિ ને વાતચીત પણ નહિ. તેથી તેવા સંબંધની ગણત્રી સટામાં ગણાય નહિ.

**૬ વિવાહસંબંધ તોડવાની રીત:**—*આગળ જણાવ્યું* તેમ પહેલાં એવી રીત [illegible] કે અજાણમાં આવીને કન્યા દઈજાય તોયે ના ન કહેવાય [illegible] [illegible]વાહસંબંધ તોડવાની તો વાત બને જ ક્યાંથી? —છતાં કેટલાંક [illegible]ચિત્ર કારણોને લીધે કોઈ કોઈ વાર જુજ દાખલા ઓમાં વિવાહભંગ થતો પણ ખરો. વિવાહભંગ કરવાની રીત બે છે.

(૧) રીતિસર ચાંલ્લો ન થયો હોય ત્યારે:—માત્ર મોઢા

મોઢે ખાનગીમાં નક્કી થયું હોય ને તે સંબંધની વાત વર-કન્યાનાં માતાપિતા જ જાણતાં હોય ત્યારે તો કન્યાવાળાં વર-પક્ષનાં માતા પિતાને મોઢામોઢ 'ના' કહી દેછે; પરંતુ તેમ વાત છુપી રહી ન હોય અને સમસ્ત નાતમાં હોંકારો થયો હોય કે ફલાણી કન્યાનો વિવાહ ફલાણા છોકરા જોડે કર્યો છે, તથાપિ અનુકૂળતાને અભાવે અગર કંઈ શોકસંતાપના બાયસથી રીતસર ચાંલ્લો કરવામાં આવ્યો ન હોય તો સગાં સંબંધી દ્વારા નાતમાં સમાચાર પ્રસારવામાં આવે છે કે ફલાણાનો વિવાહ અમે ફોક કરીયે છીયે.

(૨) **ચાંલ્લો થયા પછી:**—ચાંલ્લો થયા પછી વિવાહ ફોક કરવો હોય છે ત્યારે વરવાળાએ કન્યાને કરેલું મોજાણું કન્યાવાળાને ત્યાં હોય છે, તે મોજાણું-ઘરેણાં અગર રૂપીયા-કન્યાવાળો વરવાળાને ત્યાં પાછું મોકલાવે છે[1] એટલે વિવાહ ફોક થયો ગણાયછે.

૭. **વિવાહ ફોક કરવાનાં કારણો:**—અજી સુધી અત્રે એટલી મર્યાદા રહી છે કે, સ્હેજસ્હેજમાં તરંગવશ થઇ જેમ વિવાહ સંબધ બાંધી દેવાના પ્રસંગો બને છે, તેમ તરંગવશ થઈ વિવાહ ફોક કરવામાં આવતો **નથી.** ખાસ કંઇ જીવનભર રહેતો ખરાબ રોગ, કે ન સુધરી શકે એવી ખરાબ ચાલ કે એવા કોઈ કારણથી વિવાહિત છોકરો કે છોકરી નાલાયક જણાય છે, ગણાય છે, અને બીજો કોઈ પણ રસ્તો નથી હોતો ત્યારે અને ત્યારે જ વિવાહ ફોક થાય છે. વિવાહસંબંધ બંધાયા પછી ને લગ્નપૂર્વે કોઈ અચિંતિત કારણથી તે અવિવાહિત છોકરો અતિશય ગરીબીમાં આવી પડે છે અગર તે છોકરાની જોખમદારી ઉચકી લે એવું કોઇ વાલી અગર વડીલ નથી હોતું તેવા પ્રસંગોમાં વિવાહ ફોક થયાના જુજ દાખલા, કન્યાના જીવનભરના ભવિષ્યનો વિચાર કરી બને છે ખરા. કંઈપણ કારણ બતાવ્યા વગર, અગર નામનું કારણ બતાવીને

૧. એવો દાખલો પણ છે કે વિવાહ ફોક કર્યા છતાં પણ વરવાળાને મોજાણું પાછું આપવામાં આવ્યું નથી.

વિવાહ કોક કર્યાના ઓદાદ બે દાખલા છે ખરા. એક વાર સબધ બાધ્યા પછી તેમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કે તેના સમૂળો ભગ, ક કાસ અને ઉન્ચાં મન કરાવે છે. તેથી ઉત્તમ રીત તો મહોટી ઉમરે, લગભગ લગ્ન વખતે જ, વર-વધુની યોગ્યતા જોઈ સબધ બાધવો એ લાગે છે નાતિજનોએ એકત્ર થઇ આ સુધારો ખાસ કરવા જોવો છે

૮ ચાંલ્લો કરવા અગર કન્યા દેવા જવાની રીત.—કન્યાના બાપના ઘરનાં અડીને સગા (ઘણુ ખરું બે સૌભાગ્યવતી સ્ત્રીઓ અગર જો નજીકની સગી સ્ત્રી ન હોય તો એક માતઆર વર્ષનો છોકરો ને એક સ્ત્રી) બે જણુ ક કાવરી લઇને વરના બાપને ઘેર જાય છે ત્યાં વરને બોલાવી તેના કપાળમા ચાંલ્લો કરે છે તેને ચાંલ્લો કર્યો કહે છે તે જ પ્રમાણે કન્યાના મામાના ઘરનું એક જણુ વરના મામાને ઘેર જાય છે, ત્યા આ સમાચાર નિવેદન કરે છે વરના બાપને ઘેર કન્યા દેવા આવનાર બે જણમાથી, એક જણુને થાળીમા ગોળ ને પા કે શે પા ને રૂ ૧૧], અને બીજાને બીજી થાળીમા ગોળ શે પા કે શે પા ને રૂ ૧૦] એ પ્રમાણે વરના પિતા તરફથી આપવામા આવે છે કન્યાના મોસાળથી આવેલ એક જણુને, વરના મોસાળથી ગોળ શે ૧ કે શે રા અને રૂ ૩] આપીને એમ ને એમ વદાય કરવામાં આવેછે સદર વરના બાપને ઘેરથી બે થાળીમા થઇને આવેલ રૂ ૨૧] માથી શુકન ખાતર બે રૂપીઆ રાખી લઇ બાકીના રૂ ૧૯] વરના બાપને ત્યાં કન્યાવાળા આશરે બે ત્રણ દિવસ પછી પહોચતા કરે છે, તે જ પ્રમાણે વરના મોસાળથી આવેલ રૂ ૩] માંથી શુકનનો રૂ ૧] રાખી લઈ બાકીના રૂ ૨] કન્યાનો મોસાળ પક્ષ, વરને મોસાળ પાછા પહોચતા કરે છે

૯ કુશળ દક્ષિણા —ત્યાર પછી વરવાળા કન્યાવાળાને ત્યા 'કુશળ દક્ષણા આપાય છે એવા તેડા નાતિસમન્તમા નોતરીયા મારફત કરાવે છે તથા તે પ્રસગે અડીને સગાને તથા વૃદ્ધ જનોને ખાસ આમત્રે છે

નિકટના વૃદ્ધ સગા પાસે નાતમાં જનોઇબંધ બ્રાહ્મણને નામ લખી એક એક ગોળનો પડીયો તેમાં દક્ષિણાનો ટકો મૂકીને કુશળ દક્ષિણા તરીકે અપાવે છે. કોઈ કોઇ સદ્‌ગૃહસ્થો સગાંનાં વગરજનોઈ દીધેલાં છોકરાંને પણ કુશળ દક્ષણા આપેછે. વડનગરા નાગરબ્રાહ્મણ જ્ઞાતિના પરગામના બ્રાહ્મણો પણ ગામમાં તે વખતે હાજર હોય તો તેમને પણ જનોઈબંધ દક્ષિણા અપાય છે. આ દક્ષિણા બહુ કરી વિવાહ મળવાને દિવસે ગામમાં હાજર હોય તે જ બ્રાહ્મણોને આપવાનો રીવાજ છે.[1] દક્ષિણાનાં તેડાં મોકલતી વખતે સગાંનાં બૈરાંને પણ ઘરનું સ્ત્રીજન બોલાવી લાવે છે, ને તે દરેકને ફક્ત ગોળનો એક એક પડીયો જ અપાય છે.

૧૦. **જ્ઞાતિભોજન**—તે દિવસે વરપક્ષને ઉત્સાહ હોય અને જ્ઞાતિમાં બીજા કોઇને ત્યાં જમણવાર હોય નહિ તો **હોંસની** માંહ્યઘીના લાડુની નાત કરાય છે. આ નાત **કર** તરીકે નથી. તેવી અનુકૂળતા નથી હોતી તો અડીને સગાં હોય તેમને બોલાવી કસાર દાળભાત જમાડાય છે.

૧૧. **કન્યાને ઘેર તેડવાની રીત,**—ત્યારપછી નગારાંવાળાને બોલાવી વરપક્ષનાં બૈરાં, કન્યા દેવાઆવનાર બૈરાને વદાય કરવા કન્યાના બાપને ઘેર જાય છે. ત્યાંથી કન્યાને તેડીને વાજતે ગાજતે ઘેર આવે છે. પછી કન્યાને ઉપર ઘી સાથે કસાર ખવડાવી, કન્યાને બેસે તેવું હાથે, પગે, કાને ને કોટે ઘરેણું[2] ઘાલી, લુગડાં[2] પહેરાવી તથા સાકર શે. ૫) કે શે ૫ા અને રૂ. ૨) રોકડા આપી, કન્યાને વાજતે ગાજતે તેના બાપને ઘેર વદાય કરે છે.

---

૧ કોઇ કોઇ, દક્ષણાને દિવસે બહારગામ રહેલા નડીયાદના વતની બ્રાહ્મણોને પણ જનોઇબંધ કુશળ દક્ષણા આપે છે

૨. સદર લુગડા ને ઘરેણું બેચાર દિવસ પછી વરવાળાને ત્યાં પાછાં મોકલવામાં આવે છે ને તેને સાટે વરવાળા મોસાળણું કરે છે.

કન્યાને મોસાળસાસરેથી પણ તે જ દિવસે અગર લગ્ન પહેલાં સવડ પડે તે દિવસે, કન્યાને જમવા તેડે છે. તે વખતે કન્યાને માત્ર કસાર ખવડાવી સાકર શે. ૧। આપી વદાય કરે છે. એમાં કંઈ ધામધુમ કરવામાં આવતી નથી.

૧૨. **વરને ઘેર તેડવાની રીતઃ**—વરને એનાં સાસરાવાળાં ઘેર તેડી કસાર ખવડાવી સાકર શે. ૧। અને રૂ. ૨) રોકડા[1] આપી વદાય કરે છે. કોઈ કારણથી વર પરગામ હોય છે, તો ઉપરની સર્વ રીત ગામમાં કરાય છે, અને વર ગામમાં આવે ત્યારે સગવડે વરને ઘેર તેડી કસાર ખવડાવી માત્ર સાકર શે. ૧। આપી[2] વદાય કરે છે.

૧૩. **હરખ કરવા જવાની રીતઃ**—કુશળ દક્ષિણા વહેંચાઈ રહ્યા પછી, વરપક્ષનાં સ્ત્રીપુરૂષો કન્યાના પિતાને ઘેર, હરખ કરવા જાય છે. તેઓ ત્યાં જઈ, કન્યા દઈ સંબંધ બાંધ્યા બદલ હર્ષ ઉપકારની લાગણી બતાવે છે; એટલે કન્યાવાળા પાનસોપારી આપે છે, એવી સાધારણ રીત છે. તથાપિ કેટલાક કન્યાપક્ષવાળા હોંસીલા હોય છે તો તો ખાસ કરી વર-પક્ષને ત્યાં હરખ કરવા આવવાનું આમંત્રણ મોકલે છે. તેવી રીતે આમંત્રાયલા વર-પક્ષને નીચે મુજબ કન્યાપક્ષ તરફથી રીત કરાય છે.

જમાઈને પાઘડી અથવા રૂ. ૧) થી રૂ. ૫) સુધી રોકડ રકમ; કન્યાની સાસુને તથા સસરાને દરેકને રૂ. ૦॥; વડસાસુ તથા વડ સસરાને દરેકને રૂ. ૦।; મામા તથા મામી દરેકને રૂ. ૦।; કન્યાની સાસુનાં માબાપમાંથી દરેકને રૂ. ૦।; અને કન્યાની ફોઈજી, કાકીજી કાકાજી, વગેરે સાસરાનાં અડીને સગાંમાંથી દરેકને ટકો ટકો અપાય છે.

---

૧. કોઈ કોઈ રૂ. ૧) આપે છે
૨. કોઈ કોઈ તે ઉપરાંત રૂ. ૧) આપે છે

૧૪ **મોજાણાની રીત**—વિવાહ કરતી વખતે કન્યાને[1] મોજાણું ચઢાવવામા આવે છે તેની વિગત—

કાને મોતીના કાટા રૂ ૧૫) થી રૂ ૫૦) સુધીના અગર સોનાના ઇયરરીંગ ન ૨ રૂ ૫૦) સુધીના

કેડે સાકળી હીમની સેર ન ૪ ની આશરે દસ ગદીયાણાની

હાથે બંગડીયો ન ૪ કપડાની સોનાની, દસ ગદીયાણાની, અને આમળીયા ન ૨ સોને મઢેલા આશરે ગદીયાણા ચારના

પગે ઝઝીરા જોડ ૧ ચાદીના આશરે રૂ. ૫૦) ના, તથા સાકળા જોડી ૧ સીધાશાઇ હોડકાવાળા આશરે રૂ ૫૦) ના

હાથે વાંકડા[2] જોડ ૧ સોનાના આશરે ગદીયાણા ત્રીસના

ઉપરનું ઘરેણું કન્યાના વપરાશ માટે હોય છે, છતા તે ઉપર હક્ક વરનો રહે છે તેથી સદર ઘરેણુ આપ્યા પછીથી લગ્ન થતા સુધીમા ભાગે અગર નાનું મોટું પડે તો તે વરપક્ષવાળાને ફરી કરાવી આપવું પડે છે

સદર મોજાણુ લગ્ન વખતે વરપક્ષને, તે જેવી સ્થિતિમા હોય તેવુ, પાછુ આપવુ પડેછે અગર ન કરે નારાયણ ને લગ્ન પહેલા કન્યા ગુજરી જાયે ત્યારે અથવા વિવાહ ફોક થાય ત્યારે વર પક્ષને પાછું આપી દેવુ પડે છે.

૧૫ **કન્યાને લૂગડાં**—જો કન્યા નાની ઉમરની હોય તો ઝભલું ટોપી એક એક, કીનખાબના અગર ઝીક ભરેલા અને જો

---

૧ કેટલાક સદ્‌ગૃહસ્થો કન્યા પાચ વર્ષની થયા પછી મોજાણુ ચઢાવેછે મોજાણું કયારે ચઢાવવુ એનો આધાર ઉભય પક્ષની સમજુત ઉપર રહેછે એમ કહીયે તો ચાલે

૨. હાલમા આ લેવાતા નથી તેનુ કારણ બહુ કરીને, પહેરવાનો ચાલ ગયો તે હશે.

મ્હોટી હોયે તો ઓયણું ચણીયો રેશમી, અગર ઝીકનો ભરેલો એકલો કબજો એ પ્રમાણે આશરે રૂ ૫૦) સુધીની વસ્તુઓ આપવામાં આવે છે. તે જ પ્રમાણે કન્યાને માળસાસરેથી સવડ હોય ત્યારે ઓયણું ચણીયો રેશમી આશરે રૂ. ૧૫) સુધીનાં કરવામાં આવે છે.

૧૬. પરગામ કન્યાદેતી વખતની કેટલીક ખાસ રીતોઃ— હાલમાં પરગામ કન્યા દેવાનો ચાલ વધતો ગયો છે. તે પ્રમાણે કન્યાવાળા વરવાળા સાથે અમુક વધારે રીતો પહેલેથી પડ્છે. કેટલાક, નડીયાદની રીતનું પલ્લું, તો કેટલાક, પેટલાદની રીતનું પલ્લું, એમ કન્યા-પક્ષ અને વર-પક્ષ પોતાની જરૂરીયાત પ્રમાણે નક્કી કરે છે. તે ઉપરાંત ગામમાં—નડીયાદ ગામમાં--વર-વાળાપાસે કન્યાને નામે ઘર લેવડાવે છે અગર તે ઘર નિમિત્તના રૂપીયા ઓછામાં ઓછા હજારથી પંદરસેં સુધી જુદા મૂકાવે છે સદર રૂપીયા બેંકમાં પણ કેટલાક મૂકે છે ને કેટલાક ઘર જ લઈ લે છે. સદર રૂપીયા ઉપર કન્યાનો હકક ગણાયછે. તેઉપરાંત કેટલાક કન્યાવાળા પરગામી વરસાથે નડીયાદ ગામમાં નામું[૧] કરાવવાની પણ પણ કરે છે. કેટલાક કન્યાવાળા લેવામાં પેટલાદની રીત અનુસરે છે ને વર-પક્ષને દેવામાં નડીયાદની રીત અનુસરે છે. આ સર્વેનો આધાર ઉભય-પક્ષની મરજ પ્રમાણે મોટાની સમજુત ઉપર રહે છેઃ

---

૧. નામું કરવું હોય તો કન્યાનો બાપ જે તડનો હોય તે તડમાં વરવાળો નામું કરે તેમાં ઉપર ઘીના લાડુ ખાંડ પીરસીને તથા કડી શાક કરીને સમસ્ત નાતને જ્ઞાતિભોજન આપે અને કન્યાના બાપના તડમાં આશરે ૩૦ રૂપા સુધી વાસણ મૂકે એટલે તે તડમાં એનું નામું થયું કહેવાય તેને લીધે તે નામુ કરનારને તે તડમાના હક્ક મળે તથા ત્યાર પછી તે નામું કરનાર માણસના શુભ-અશુભના વરા વિગેરે નડીયાદની નાતમાં તેને કરવા પડે

## પ્રકરણ ૪ થું.

## વિવાહથી આરંભી લગ્ન થતા સુધીમાં દર વર્ષે વર-પક્ષ તરફથી કન્યાને કરવામાં આવતી રીત[1].

૧. **હોળીને દિવસેઃ**—પહેલી હોળાયે પતાસાં શે. ૧I ને ભારે ઓયણું. પછીથી દર હોળાયે સુતરેલ ઓયણું ઝીણી કસબની કોર ચોઢીને તથા ખાવું (પતાસાં કે ખાંડનાં રમકડાં) શે. ૧I આપવામાં આવે છે, તેમાં શોકપ્રસંગ હોય ને જે જે વર્ષે સદર રીત મુજબ ન લેવાયું હોય તે તે વર્ષનાં ચઢેલાં ઓયણાં પાછળથી સામટાં મજરે લેવાય છે.

૨. **ઉન્હાળામાંઃ**—કેરી મણ ૦II, કન્યાપક્ષની ઇચ્છા મુજબ છુટક છુટક અગર સામટે જથ્થે અપાય છે.

૩. **ગોર્યોમાં :**—ગોર્યોમાં જે આપવામાં આવે છે તેને **ભાગ** આપ્યો કહે છે. આ રીત પાંચ વર્ષ સુધી કરવામાં આવે છે. તેમાં એકંદરે ખુમચા નં. ૩ ભરીને નીચે જણાવેલા પદાર્થો મોકલવામાં આવે છે. લીલો મેવો, સુકો મેવો, મીઠાઈ, તથા બાસુદી શીખંડ ને મુરબ્બો વિગેરે ગોર્યોમાં ખપતી ચીજો મૂકાય છે. પ્રથમ નડીયાદમાં ઝાઝુ મળી શકે નહિ તે કારણે, બહુ કરી કંઈ ફુરાળના જેવી ચીજો, એક થાળીમાં બોયશીંગોમાં પુષ્કળ ઘી ઘાલી બનાવેલુ ટેકરું અગર લાડુ, ઘીનું ટાંકું ને સ્હેજસાજ નડીયાદ ગામમાં મળતો સૂકો મેવો મોકલાતો. પછી ધીમે ધીમે રેલગાડીની સવળતાથી અમદાવાદથ-સૂકો મેવો ખાસ મંગાવી, ને પછી ધીમે ધીમે અમદાવાદથી સૂકો અને લીલો મેવો પણ મંગાવી એક જણે હોંસાથી મોકલ્યો. એટલે દેખાદેખીથી સર્વેએ પોતાના ગજનો પૂરો વિચાર કર્યા વગર હોંસનાં

---

૧. 'સદર રીતો, જ્યાં ખાસ જણાવવામાં નથી આવ્યું, ત્યાં બંને પક્ષમાં સારે સારું હોય છે ત્યારે જ લેવાય દેવાય છે

રથી કન્યાનો વિવાહ કર્યા પછી ઉપર વર્ણવેલી વિવાહની રીત લેતા નથી, છતાં મોજાણું લેછે.

કેટલાએક મોજાણું પણ લેતા નથી; અને કન્યાનું લગ્ન થતા સુધીની રીત નથી લેતા એમ કહેછે. પરંતુ ઉપરની રીતમાંની કેટલીક રીતો વિવાહ વખતે ન લેવાયાના કારણે લગ્નની રીતભાતમાં વરપક્ષ પાસેથી મજરે લેવાય છે. તે વખતે તે તે રીતો વિવાહની રીત હોવાથી બાદ થવી જોઇયે. પરંતુ તેમ ન કરતાં તે લગ્નનીજ રીતભાત છે એમ સમજી તે તે રીત લગ્ન વખતે લેછે પણ ખરા. આ રીતે વિવાહ વખતની અમૂક રીતો વિવાહ સમયે ન લઇ લગ્નસમયે મજરે લઇ 'અમે રીતભાત લગ્ન પહેલાં લેતા નથી' એમ કેટલાક કહેછે.

---




## પ્રકરણ ૫.

## લગ્ન વખતની રીત.

પહેલાં બહુ નાની ઉંમરમાં લગ્ન કરવામાં આવતાં હતાં. એટલી બધી નાની ઉમરમાં કે વર-કન્યા ત્રણથી પાંચ વર્ષનાં હોય તેની અંદર પણ લગ્ન કરી નાંખતા. હવે લગ્નની ઉમર વધવા માંડી છે. કન્યાને લગભગ નવથી બાર વર્ષ સુધીની કરવામાં આવે છે એટલે અંશે બાલલગ્ન બંધ થયાં છે. તથાપિ કન્યા, લગ્ન થયા પહેલાં, વેગળી બેસતી થાય એ ધર્મથી વિરુદ્ધ અને ટીકાપાત્ર મનાય છે. તેમ છતાં પણ અનેક ખરાં ખોટાં કારણથી લગ્ન વિલંબાય છે ને કન્યા ઋતુમતી થયા પછી લગ્ન થાય એવા દાખલા પણ બને છે. આવી સ્થિતિ હોવા છતાં બાલલગ્ન થવાનો એક બીજો પ્રસંગ ઉભો

થાય છે. અત્રે જ્ઞાતિમાં શુભપ્રસંગના ફુર (જમણુવારરૂપી વેરો) હોવાને લીધે કેટલીક જગ્યાએ સહીયારાં નામાવાળામાં એક કન્યાનો કન્યાકાળ વીતી જતો હોય તો તેને પરણાવવી પડે, તેની સાથે તે કન્યાની નાની બહેન હોય તો તેને પણ ખર્ચ બચાવવા ખાતર પરણાવે. તે નાની કન્યાના સાસરામાં તેને લીધે સહીયારૂં ખર્ચ બચે કરી બીજી કોઇ કન્યા હોય તેનાં લગ્ન કરે; તેની અસર તે બીજી કન્યાના સાસરામાં જણાય. એ ઉપરાંત સહીયારાં નામાંવાળા પિત્રાઈયોમાં એ નિમિત્તે બાલલગ્ન થાય એ તો જુદાં. આવી રીતિએ આ જમણવેરાની અસર એક કુટુંબમાંથી એકી જ વખતે ત્રણ ચાર કુટુંબમાં લાગે છે ને તેટલા કુટુંબમાં ખર્ચ બચાવવાના જ લોભને ખાતર એક સામટી ત્રણ ચાર કે તેથી પણ વધારે બાલાઓ લગ્ન-યજ્ઞમાં અકાલે બલિદાન થાય છે.

૧. **મુહૂર્ત દેખાડવાની રીત**—કન્યાવાળાં સારો દિવસ જોઈ પોતાનાં સગાંવહાલાં તથા વ્હેવાઇને બોલાવે છે. પછી જોશીને બોલાવી મુહૂર્તના દિવસો આપે છે તેમાંથી બંને પક્ષનાં સ્ત્રીવર્ગને કંઇ અડચણ ક્ષયાતિથિ આદિ પ્રત્યવાય ન આવતો હોય એ ચોકસાઈ કરી ચોખ્ખો દિવસ નક્કી કરાય છે. ત્યાર પછી જોશીને નીચે મુજબ અખ્યાણું અપાય છેઃ—ચાયણી ભરીને ડાંગર કે ઘઉં; ગોળનો પડીયો નં. ૧; તથા કુટુંબમાં ચાલતી આવેલી રીત પ્રમાણે રૂ. ૦।। અથવા રૂ. ૧)

૨. **લીટી, લાલ લાડુ, પાપડ વણવા, વાને નહાવું, ગણેશ પૂજનઃ**—આ સર્વ રીતો પૈકી **લીટી** અને **ગણેશપૂજનમાં** નીચે જણાવ્યા સહેજ ફેરફાર શિવાય, સર્વ રીતો જનોઇમાં વર્ણ્યા પ્રમાણે કરવામાં આવે છે. જુવો પાનાં. ૭,૮,૧૧,૧૨.

(ક) **લીટી**માં લગ્ન સમયે ગણેશની લીટીયો બે ને કોળાની ચાર કરવામાં આવે છે. ગણેશ એક જ બેસાડાય છે.

૭ **ચાક વધાવવાની રીત**—કન્યાપક્ષવાળાં બૈરાં ચાયણી ભરીને ડાગેર, ગોળ ભરેલો પડીયો નં. ૧ તથા ટકો લઇને, નાતના સગાવહાલાના બૈરા એકઠા કરી વાજતે ગાજતે કુંભારને ત્યા જાય છે ત્યા ચાક વધાવી, ડાગેર ને ટકો કુંભારને આપી ત્યાથી શકનની ચાર ગાગરડીઓ ને એક ગોળી લઈ પાછાં આવે છે. ત્યાર પછી કુંભાર ચોરીનો સામાન કન્યાપક્ષને ત્યા મૂકી જાય છે

હાલમા અત્રે જ્ઞાતિ તરફથી ત્રાંબાની ચોરીયો ન ૩ કરાવવામા આવી છે કેટલાક સદ્ગ્રહસ્થો તેનો લાભ લેછે ત્રાંબાની ચોરીમા એટલો ફાયદો રહે છે કે ગાય ભેંસ વિગેરે જાનવરથી રક્ષણ કરવાની ચિંતા નથી રહેતી, તેમ જ અકસ્માતથી માટીની ચોરીમાનુ કોઇ પાત્ર ફુટી જઇ અપશકન થવાનો ભય મટી જાય છે

૮ **પીઠી ચોળવાની રીત**—સર્વે જનોઇ મુજબ, જુવો પાનુ ૧૨ અક ૧૨ તેમા વિશેષમા કન્યાવાળાને ત્યાં ભરડેવા મોગને દળાવરાવી કન્યા પાસે ચાર પાપડ વણાવેછે તે પાપડ માડવે બેસે તે દિવસે ઉપયોગમાં લેવાયછે

ક કન્યાને હળદરવાળુ પાનેતર પહેરાવી, તેલ સચારી પીઠી ચોળવામા આવેછે કન્યાને વાને ઘાલતી વખતે, કાને હાથે, કોટે, પગે, કશુ ય ઘરેણું રહેવા દેવામા આવતું નથી

ખ પીઠી ચોળ્યા પછી લગ્ન થતા સુધી વર-કન્યા ચકલુ ઓરડી શકતા નથી એવી માન્યતા ને રૂઢી છે

૯ **ચાંદલો કરવાની રીત**—કન્યાપક્ષ તરફનાં બે સગા વરને ચાન્લો કરવા આવેછે તે વખતે તે બંનેમાના દરેકને સવા પાયશેર ગોળ અપાય છે તથા કુ૦ ૨ ૨ા। માથી કન્યાપક્ષવાળાના કહેવા મુજબ બે ભાગ કરી, એક એક ભાગ એક એક થાળીમા મુકી, બને ચાન્લો કરવા આવનાર સૌભાગ્યવતીઓને, વાજતે ગાજતે વર પક્ષ વાળા વદાય કરે છે

કન્યાના મામાને ત્યાથી વરના મામાને ત્યા ચાન્લો કરવા જાય છે તે વખતે તે ચાનો કરવા આવનારને વરના મોસાળ પક્ષ તરફથી ગોળ શે ૧૧ ને ૨ ક઼ આપી વદાય કરવામા આવેછે

૧૦ **વૃદ્ધિશ્રાદ્ધ**—વર-કન્યા ઉભય પક્ષમા વૃદ્ધિશ્રાદ્ધ જનોઇમા વર્ણ્યા મુજબ કરાય છે જુવો પાનુ ૮ અ ક ૫

૧૧ **મોસાળુ**—ચાન્લો કર્યો પછી કન્યાના મોસાળ પક્ષમાથી મોસાળુ આવે છે, તેમા (૧) કન્યાની માને માટેના લુગડાં અને (૨) કન્યા માટેની વસ્તુઓ તથા (૩) વરને આપવાની વસ્તુઓ હોય છે

૧ **કન્યાની મા માટે** લુગડા જનોઇમાં જણાવ્યા મુજબ જુવો પાનુ ૧૩, અ ક ૧૩ ક

૨. **કન્યા માટે**—આઠ હાથનુ સુતરેલ પાનેતર કોરપાલવ ક કુથી રંગેના એવુ, ક કુવાળાં છેડાછેડ હાથ પાચના, રેશમી પાનેતર ચોથે દહાડે પહેરાવાય છે તે, રૂપાના છમીટીયા ન ૨, કાચના ક કણ ન ૪, બરધની અગર કીડીયા સેર, હાથીદાતના ચરમા ચુડીયો ન ૬ તેમા ચાર ચુડીયો મોટી ને બે નાની, શક્તિ પ્રમાણે સોને મઢેલી અગર સાદી, હારડો, તળાસળુ (જનોઇ મુજબ જુવો પાનુ ૧૪, ઘ,) અને મામેરૂ કન્યા મહોટી હોય તો તેને માટે સુતરેલ કબજો

૩ **વરને માટે**—ઓલ (પાચ હાથનો રેશમી કટકો લગભગ એક વ્હેંત પહોળો, વચ્ચે રાતો અને આસપાસના બે છેડા લીલા હોય એવો) પાનેતર કોરપાનવ ક ંકુએ રંગેલાં એવુ સાતથી નવ હાથનુ

(ક) **હારડાની વીગત**—કન્યા માટેના સામાનમા હારડો લખેલ છે તેની વીગત –

| | | |
|---|---|---|
| શારેલા સોપારી નં ૨૪ | } | આ ત્રણ વસ્તુઓ સુતારને ત્યા શરાવવી, |
| ,, ખારેક ન ૨૪ | | |
| ,, નાળીયેર ગોળ ન ૩ | | તેમા ખારેકો ઉભી શરાવવી. |

જવ શેર ૦॥ }
મહુડાં શેર ૦॥ } ગાયના મૂત્રમાં હળદર નાંખી પલાળી રાખવાં.

ધોળા લીલા પીળા ને ગુલાબી રંગના કાગળની ચકતીઓ નં ૨૪.

નાળીયેરની કાચલીના કટકાની ચકતીઓ નં. ૨૪.

સુતરની દોરી નં. ૪—કન્યાને ટટાર ઉભી રાખી તેના પગના નખથી તે શીખ સુધી પહોંચે એટલા માપની સુતરની દોરી નં. ૪ વણવી તે પ્રત્યેક દોરી સુતરના તેટલા માપના કોકડીમાંથી કાઢેલા સાત તારની હોવી જોઇયે—એટલે કે ચારે દોરીમાં થઈ એકંદર સુતરના અઠ્ઠાવીસ તાર થવા જોઇયે.

**(ખ) હારડો બનાવવાની રીતઃ**—હારડામાં નીચે મુજબ અનુક્રમે વસ્તુઓ પરોવાય છે.

ચારે દોરી ભેગી કરીને તેમાં નાળીયેરનો એક ગોટો પરોવી તે ગોટો બરોબર વચમાં રહે એમ રાખવો; એટલે દોરીના બે ભાગ પડશે. પછી તેની આસપાસ ટોપરાની એક એક ચકતી ચતી રાખવી. પછી કાગળની ચાર ચાર ચકતી બે પાસ; પછી પાછી ટોપરાની એક એક ચકતી ઉંધી રાખવી. એ પ્રમાણે કર્યા પછી પેલી ચારે દોરી છુટી પાડી નાંખવી. તે છુટી પાડેલી ચાર દોરીયો પૈકી દરેક દોરીમાં ચાર ચાર સોપારી બંને પાસ પરોવવાં. એ પ્રમાણે પરોવ્યા પછી તે ચારે દોરીયો બંને પાસથી ભેગી કરી દેવી. ત્યારપછી ટોપરાની એક એક ચકતી ચતી બંને પાસ મુકવી ત્યાર પછી કાગળની ચાર ચાર ચકતી બંને પાસ મુકવી; ને પાછી ટોપરાની એક એક ચકતી ઉંધી બંને પાસ મુકવી. પાછી ચારે દોરી છુટી કરવી. તે છુટી કરેલી દોરી પૈકી દરેક દોરીમાં એક એક ખારેક બંને પાસ પરોવવી. વળી પાછી બંને પાસથી તે દોરી ભેગી કરવી. તેમાં બંને પાસ ટોપરાની એક એક ચકતી ચતી મુકવી; તેની જોડે કાગળની ચાર ચાર ચકતી બંને પાસ મુકી પાછી ટોપરાની એક એક ચકતી ઉંધી

મુકી પાછી ચારે દોરી છુટી કરવી તે છુટી કરેલી દરેક દોરીમા ચાર પાચ આગળ જેટલા જવ બને પાસ પરોવવા પાછી ચારે દોરી એકઠી કરવી તેમા ટોપરાની એક એક ચકતી ચતી બંને પાસ, ત્યાર પછી કાગળની ચાર ચાર ચકતી બને પાસ ને પછી પાછી ટોપરાની એક એક ચકતી ઉધી બને પાસ પરોવવી પાછી ચારે દોરી છુટી પાડી તેમાની દરેકમા ચાર પાચ આંગળ જેટલા મહુડા બને પાસ પરોવવા પાછી ચાર દોરી એકઠી કરી ટોપરાની એક એક ચકતી ચતી બને પાસ પછી કાગળની ચાર ચાર ચકતી બને પાસ ને પછી ટોપરાની એક એક ચકતી ઉંધી બને પાસ પરોવવી ત્યાર પછી બને પાસ એક એક નાળીયેરનો ગોટો પરોવવો ત્યાર પછી પાછી ટોપરાની એક એક ચકતી ચતી બંને પાસ પછી કાગળની ચાર ચાર ચકતી બંને પાસ ને પછી પાછી ટોપરાની એક એક ચકતી ઉધી બંને પાસ પરોવી ચારે દોરી છુટી કરવી તે દરેક છુટી કરેલી દોરીમા એક એક સોપારી બને પાસ પરોવી પાછી દોરીયો ભેગી કરી દેવી પછી તેમા ટોપરાની એક એક ચકતી ચતી બે પાસ પછી કાગળની ચાર ચાર ચકતી બે પાસ પછી ટોપરાની એક એક ચકતી ઉધી બે પાસ પરોવ્યા પછી, પાછી ચાર દોરી છુટી કરવી. તે દરેક છુટી કરેલી દોરીમા એક એક ખારેક બે પાસ પરોવી દોરીઓ એકઠી કરવી પછી ટોપરાની એક એક ચકતી ચતી બે પાસ પછી કાગળની ચાર ચાર ચકતી બે પાસ પછી પાછી ટોપરાની એક એક ચકતી ઉધી બે પાસ પરોવી પાછી ચાર દોરીયા છુટી કરવી તે છુટી કરેલી દરેક દોરીમા ચાર પાચ આગળ જવ બે પાસ પરોવી, પાછી ચાર દોરીયો એકઠી કરવી તેની આસપાસ ટોપરાની એક એક ચકતી ચતી બંને પાસ, પછી કાગળની ચાર ચકતી ને પછી ટોપરાની એક એક ચકતી ઉધી બે પાસ પરોવી પાછી ચાર દોરી છુટી કરવી તે છુટી કરેલી દરેક દોરીમા મહુડા ચાર આગળ જેટલા પરોવી, પાછી ચાર દોરી એકઠી કરવી તેની આસપાસ ટોપરાની એક એક ચકતી ચતી બને પાસ, પછી કાગળની ચાર ચાર

ચકતી, પછી રૂપરાની એક એક ચકતી ઉંધી બંને પાસ પરોવી ગાંઠ મારી દેવી એટલે હારડો તૈયાર થશે.

એ પ્રમાણે લઇને વૈરાં કન્યાના મોસાળથી નિઃસરી કન્યાના બાપને ઘેર જાય છે.

૧૨. **માતા લાવવાની રીતઃ**—જનોઈ મુજબ જુવો પાનું ૯ કલમ ૭.

૧૩. **ભુખ્યાં કોણે રહેવું**:—લગ્નમાં કન્યાદાન દેનાર પતિ પત્ની તથા મયાદત્ત મુકનાર ભૂખ્યો રહે છે, કેટલેક ઘેર દાન લેનાર વર પણ ભુખ્યો રહેછે. કન્યા, સૂર્યપાઠ સાંભળ્યો ન હોય ત્યાં સુધી ભૂખી રહેછે. કેટલીક જગ્યાએ કન્યા મોટી ને સમજણી હોય તો તે પણ ભુખી રહેછે અગર જો તેમ નથી બની શકતું તો બરફી પેંડા ખાઇ રહેછે.

૧૪. **સૂર્યપાઠ સંભળાવવાની રીતઃ**—કન્યાપક્ષનાં બે માણસ અને વરપક્ષનાં બે માણસ મળી ચાર જણ કન્યાને સૂર્યપાઠ સંભળાવે છે. ત્યાં આગળ કન્યાપક્ષવાળો, ઘઉં શે. ૫, ગોળ શે. ૧।, ઘી શે. ૧।, નાળીયેર નં. ૧, પૈસા નંગ ૧૬, ને પૂજનના પૈસા નંગ ૪ મૂકે છે. ઉપલી વસ્તુઓમાંથી પૂજનના પૈસા ગોર લઈ જાય છે; ને બાકીની સર્વે ચીજો સૂર્યપાઠ સંભળાવનાર ચારજણ વહેંચી લેછે.

૧૫. **જાણું મોજાણું મોકલવાની રીતઃ**—વર-પક્ષમાંથી, વરનાં અડીને સગાંમાંની બે સૌભાગ્યવતી સ્ત્રીઓ, એક એક થાળીમાં નીચલી વિગતે વસ્તુઓ લઇ વાજતે ગાજતે કન્યાપક્ષને ત્યાં જાણું-મોજાણું કરવા જાય છે. તે વખતે વર-પક્ષનો જમાઇ અગર ભાણેજ માટલી ખખડાવતો ખખડાવતો જાય છે. તે માટલીમાં પાંચ સોપારી મુકી તેને મોઢે સહેત કટકો બાંધવામાં આવે છે ને તે કટકા ઉપર કંકુનો સાથીયો કરાય છે.

(૧) જાણું—

થાળી નં ૧ માં કંકુ[1] શે. ०|~; પતાસાં શે. ૧I; ચાગળીઓ[2] (રેશમની કસો) નં ૪; ચાંદી[3] ગદીયાણા ૩૦૦); લુગડાં પ્રસંગ લેવાનાં કન્યા-પક્ષવાળાએ કહ્યાં હોય તે.

થાળી નંબર ૨ માં માંગના લાડુ નં. ૭. માટલી ખખડાવનાર સદર ચીજો નોંધાવે છે તે પ્રમાણે કન્યાપક્ષવાળા મેળવી જોઇને નોંધી લેછે, પછી થાળી લાવનાર દરેક જણને ટકો ટકો આપવામાં આવે છે, તથા માંગના લાડુવાળી થાળીમાં આવેલા લાડુ રહેવા દઇ તેમાં બીજા તેટલા ઉમેરી આપીને તે બધા પાછા વર-વાળાને અપાય છે, એટલે તે ત્રણે જણ વિદાય થાયે છે.

૨. મોજાણું...

થાળીં નં. ૧ માં—સુખડી (ખારક ટોપરૂં પતાસાં અગર સોપારી) શે. ૫I; નાડુ શે. ૧I~; (તેમાથી સુખડી ને નાડુ કન્યાવાલાની ઇચ્છા પ્રમાણે પ્રત્યક્ષ કે રોકડાં અપાય છે.) હીમ[3] ટચ ૧૦૦)નુ ગદીઆણા ૫૦I (તેમા ૧I ગદીયાણો માળસાસરાનુ હોય છે.)

---

૧. જો તે રોકડુ લેવાનુ હોય તો શેર ૧I.

૨ આગલ કસો નંગ ૭ લેવાતી હતી

૩ આ ચાંદી ને સોનુ તેને પટણું કહે છે વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમા વિધવા પુનર્લગ્નની સખ્ત બંધી હોવાથી પરણનાર કન્યાના-તેની દશામા નિર્વાહ પુરતી આમા વ્યવસ્થા છે પહેલા રૂપુ ને ગેનુ રાશી અપાતા, છાશીયુ ચીપીયુ એવા નામે તે વખતમા મખ્યાત હલકુ સોનુ રૂપુ અપાતુ. ધીમે ધીમે તેમાં સુધારો થઈ રાશીને બદલે ચોખ્ખુ સોનુ રૂપુ લેવાવા માંડયું હવે ચાંદીની પાટનો કડકો, અને નેશનલ બેંકની છાપવાળી ૧૦૦) ટચના સોનાની પાટ જ જોઇ તપાસી કસીને લેવાય છે

ઉપર જણાવેલ પટનાનાં ચાંદી ને સોના બદલ કેટલાક રોકડા રૂપીયા લે છે. આવો વિચાર હોય છે ત્યારે તેટલી કીંમતના દાગીના ઘરમાથી કહાડી તે વખતે મુકવામા આવે છે તે લગ્ન થઇ રહ્યા પછી બજાર ભાવે ઉપર લખેલ ચાંદી સોનાના રોકડા રૂપીયા લઇ દાગીના પાછા અપાય છે. તે રૂપીયા જો વર કન્યાના જોખમઉપર વ્યાજે મુકવામા આવે છે તો તેનુ વ્યાજ વર કન્યાને મળે છે સદર પટણું સ્રીધન કહેવાય છે ને કન્યા ઘરેબારે થાય ત્યાંસુધી તે કન્યાના બાપને ઘેર રહે છે સૌભાગ્યવતી સ્રી સતાન મુકયાવગર મરી જાય છે, તો પટણું વરને પાછુ મળે છે, નહીં તો તેના સંતાનને પુખ્ત ઉમરે તે મળે

થાલી નબર ૨ મા ચણીયો મશરૂનો ન ૧, અગર તે બદલ રૂ ૪ રોકડા ધાટડીના રૂ. ૩) ગેકડા, પતાસાં ગે ૧।

આ થાળી માળસાસરાની હોય છે પરતુ જો માળસાસરથી કોઇ કારણને લીધે નથી કરવામાં આવતી તો વરનો બાપ પોતાના પદરની કરે છે

મોસાળામા વરના બાપની મા જીવતી હોય છે તો ઉપર લખેલ સોના ઉપરાંત સવા ગદીયાણો સોનુ તેની તરફથી આપવામા આવે છે ને તે બદલ વ્હેવાઇને ત્યાંથી તેને શીરામણ સાડી વિગેરે દ્વારા લગભગ એટલી રકમ પાછી મળે છે

જાણામાં લખ્યા મુજબ મોસાળું પણ મેળવીને નોંધી લેવાય છે ને થાળી લાવનાર દરેક સ્ત્રીને ટકો ટકો અપાય છે એટલે ત્રણે જણ વિદાય થાય છે

૧૬. લગ્ન નિમિત્ત કર.

(૧) કન્યાવાલાને ત્યાં—વડાવાના, લગ્નને પહેલે દિવસ, વાના લગ્નને દીવસે, માંડવો[1] લગ્નને બીજે દિવસે, સગાની નાત, તે ઉપરાંત એક મહોટી નાત અનુકુળતાએ

વરવાળાને ત્યાં—વડાવાના, લગ્નને પહેલે દિવસે, વાના લગ્નને દિવસે વરોડી,[2] લગ્નને ત્રીજે દિવસે એટલે કે કન્યાવાળાને ત્યા માંડવાનુ જમણ જાય તેને બીજે દિવસે, સગાની નાત તથા એક મહોટી નાત અનુકૂળતાએ

૧૭ વરઘોડો—લગ્નનુ મુહુર્ત સચવાય એ પ્રમાણે લગ્નમુહુર્ત પહેલા પાચ છ કલાક આગમચ વરઘોડો કઢાય છે તેમાં કેટલાક હોસીલાઓ ખાસ કરી રાત પસદ કરે છે જેથી દારૂખાનુ રોશનાઇ વિગેરે ધામધુમ થાય કેટલાક રૂઢીપૂજકો તે ઉપરાંત એવી માન્યતા ધરાવે છે કે વરઘોડો ચડતા વરનો ઘોડો આગણામા પત્રાળાં ચાંપીને જાય

---

૧. માંડવાનુ જમણ રાત્રિનુ હાય છ તે દિને બપોરે ખીચડી શીરામણી નુ વ્યવહારના સગાનુ જમણ કન્યાવાળાને ત્યા હોય છે માંડવાનુ ખર્ચ કેટલાક કન્યાવાળા કન્યાના રીતભાતના રૂપીયામાંથી મુજરે કાપી લે છે એ દિવસે બે કન્યા પરણતી હોય તો વધ રે દહાડા આપનારને પહેલો દિવસ મળે છે

૨ સામટી કન્યાઓ પરણતી હોય છે ત્યારે વરોડીયો ઠેલાય છે ને માંડવાના જમણ અનુક્રમે લેવાય છે તથાપિ પર ગામનો વર હોય તો તેને વરોડીનો દહાડો વહેલો અપાય છે

એમ થવુ જોઇયે. આની સ્થિતિમાં લગ્નમુહૂર્તનો કાલ બરોબર નથી સચવાતો, વાનાનું જમણ બગડે છે, છોકરા ઉંઘી જાય છે, ને ભડીને ચાર પાચ સગાં તે દિવસ ક્રીયા-સમાપ્તિપર્યંત રહે છે. બાકી પુણ્યાહવાચનદક્ષિણાની આશામા, તે દક્ષિણા વહેંચાતા સુધી બ્રાહ્મણો બેસે છે. જો નાતનુ જમણ લગ્ન થઇ રહ્યાપછી રાખવામાં આવે છે તો પણ જમણનો તાસ બગડે છે ને ગામમાં લોકોને દાતણ કરવાનો વખત થાય ત્યારે આ બ્રાહ્મણોને ભોજનસમય થાય છે. એમા સુધારાને બહુ અવકાશ છે.

વરઘોડાના આમંત્રણ અગર નોતરા પુરુષવર્ગને, વરપક્ષનો જમાઇ કરી આવે છે, ને સ્ત્રીવર્ગને વરપક્ષના ઘરના બૈરા કરી આવે છે કે 'આટલા વાગે વરઘોડા પાછળ પધારજો' તે સમયને સુમારે વરને ત્યા પાથરણા પાથરી રાખવામા આવે છે ને સર્વે સદ્‌ગૃહસ્થોને સન્માન આપી બેસાડવામા આવે છે

**૧૮ મહારાણીનો દીવો** ..વરરાજાને ઉઘનાવવાની વખત થાય તે પેહેલા, એક કાસાની થાળીમા કંકુવતે પુતળુ કહાડવુ. તેમા ડાગેર મુકી તે ઉપર ઘીનો બળતો દીવો મૂકવો. તેવી તૈયાર કરેલી થાલીને ઓરડાની વચ્ચે મુકવી તેને 'મહારાણીનો દીવો'[1] કહે છે. વરરાજાએ ખુપ ધાલીને, તે મહારાણીના દીવાને પગે લાગવુ. જે ઓરડામા

---

૧ આને વિષે એમ દંતકથા છે કે અસલના વખતમા એક બાહારગામનો ગરેડો, પોતે નાગરબ્રાહ્મણ છે એમ ખોટુ બોલીને નાગરબ્રાહ્મણની કન્યા પરણ્યો. પાછળથી તેની રીતભાત ઉપરથી તેની સ્ત્રીને શક પડ્યો એટલે છાતી ઉપર ચઢી બેશી ખરી વાત પુછી ને ગરેડાએ પોતે ગરેડો છે એમ કબુલ કર્યું તે ઉપરથી તે બાઇયે, પીપળાનુ લાકડુ મગાવી, તેમા પેસી સજીવ બળી જઈને પ્રાયશ્ચિત્ત કર્યું. તેના સ્મરણચિન્હ તરીકે આ દીવો પ્રગટાય છે ગામમા ને ગામમા કન્યા દેવાનો પ્રચાર ત્યારથી શરૂ થયો ને તેને લીધે વડનગરા, વીસનગરા, એવા ભેદ પડ્યા એમ કેટલાકનુ માનવુ છે કેટલાક એમ પણ માને છે કે ઉકટામણી વખતે વર કન્યાના સગા વહાલાની નામાવલિ વચાવવાની રીત પણ ત્યારથી જ શરૂ થઈ

મહાગણીનો દીવો મૂકવામા આવ્યો હોય તે ઓરડો વરરાજા પરણી ને પાછો ફરે ત્યા સુધી બંધ કરવો નહિ પણ ઉઘાડો જ રાખવો. પછી એક વાંશીયા સૂપડામા થોડી ડાંગર નાખી, તે વાશીયુ સૂપડુ વરરાજાને માથે ઉતારી, છાપરે અગર અગાશીમા મુકવુ.

પછી વરરાજા ઘરના દેવ તથા મુરબ્બીઓને પગે લાગી ઘોડી આગળ આવે છે.

એટલી તયારી થાય છે એટલે ઉપર પધારેલા સાજનવર્ગને યથાશક્તિ અત્તરપાન ગુલાબ અપાય છે પછી પુરુષવર્ગ આગળ ચાલવા માંડે છે તેમની પાછળ વરરાજાની ઘોડી રાખવામા આવે છે લગ્ન વખતે વરરાજાને માટે ઘોડી બનતા સુધી રાખવાનો રીવાજ છે પછી તેમ ન બને તો ઘોડાથી પણ ચલાવે છે અજી સુધી અનેની નાનમાં પાલખીયે ચઢીને વર પરણવા ગયો હોય, એવો દાખલો જાણમા નથી, —પછી ભલે તે બીજવર હોય કે ત્રીજવર, નાનો હોય કે મહોટો હોય વરપક્ષને શક્તિ અને હોસ હોય છે તો વરઘોડામા નગારાવાળા ઉપરાંત, વાજા, પરીયો, દારૂખાનુ, દાંડીયારસ સામેનાં વિગેરેનો ઠાઠ રાખવામા આવે છે કેટલાક તે ઉપરાંત વાડી પણ રાખે છે વાડી સબંધી એવી માન્યતા છે કે વરઘોડાની વાડી અકબંધ આખી ને આખી જાનીવાસા સુધી, પહોચે નહિ એવી કન્યાવાળાએ સરત રાખવી જોઇયે તેમ ન થતા કોઇપણ રીતે જો વાડી અકબંધ જેવી ને તેવી જાનીવાસા સુધી આવી પહોચે તો દંડ તરીકે કન્યાવાળાએ વરવાળાને, ચાલુ રીતથી એક વધારે જ્ઞાતિભોજન આપવુ જોઇયે, આ પ્રકારની સમજ પ્રવર્તે છે તેને લીધે કન્યાવાળા, વાડી તોડી ફોડી લુટવા તયાર રહે છે ને વાડીનો બચાવ કરવા વરવાળા સજ્જ રહે છે એ રસાકસીમા કેટલીકવાર મારમાર થઇ માથા ફુટે છે, સોટી નીકળે છે ને કેટલીક વસ્તુઓ ખોવાય છે ને ચોરાય છે. અજી સુધી સાજીસમી વાડી જાનીવાસા સુધી આ પાનો તેમ જ તેમ આવ્યા પછી દંડ તરીકે જ્ઞાતિભોજન આપ્યાનો દાખલો જાણમા નથી.

ઘોડી ઉપર વરરાજા સ્વાર થાય છે એટલે તે વખતે વરરાજાની બ્હેન હોય છે તે આગળ આવી ઘોડીની લગામ ઝાલી ઉભી રહે છે. તેને રાજી કરવા વર તરફથી શક્તિમુજબ રૂ. ૧ થી રૂ. ૫) સુધી અપાય છે, ત્યારે બ્હેન લગામ છોડી દઇ ભાઇને પરણવા જવા દે છે. વરરાજા પાછળ બૈરાં ચાલે તેમાં મોખરે વરની મા અગર તેને પરણાવનાર હાથમાં રામણુ દીવો ને દૂધ પાણી ભરેલી ઝારી નાળીયેર સહિત લઇ ચાલે છે. સર્વ બૈરાં ગાતાં ગાતાં ચાલે છે તેમની પાછળ છોકરાં ભરેલી ગાડીયો વિગેરે હોય છે.

વરરાજાનો વરઘોડો ફેરવતી વખતે આટલી વાત લક્ષમાં રખાય છે કે વરરાજાથી સાસરાનું તોરણ ઓરંડીને જવાય નહિ; તેમ જ કન્યાથી પરણતા પહેલાં વરનું મ્હોં જોવાય નહિ. એ કારણથી વરઘોડો ફેરવવામાં ને જાનીવાસો આપવામાં બંને પક્ષવાળા બને ત્યાં સુધી એવી બ્યવસ્થા રાખે છે કે વરરાજાને સાસરાનું તોરણ ઓળંગી જવાનો પ્રસંગ આવે નહિ. પછી તેવી ગોઠવણુ નથી જ બની શકતી તો તેવા પ્રસંગોમાં વરઘોડો સાસરાના બારણા આગળથી પસાર થઇ ગયા પછી કન્યા-પક્ષવાળા તોરણુ બાંધે છે. વરઘોડામાં વરની નાની બ્હેન હોય છે તો તે વરરાજાની પાછળ ઘોડાઉપર બેશી વરરાજાને 'નોછાવર' કરેછે. તેમાં એક રૂમાલમાં વાડકી ને તેમાં પાંચ સોપારી મૂકી વરની પાછળ બેઠીબેઠી તેના માથાની આસપાસ થોડી થોડી વારે ફેરવ્યાં કરે છે. તેથી વરરાજાને કોઇની નજર લાગે નહિ એવી માન્યતા છે. વરના ઘોડા પાછળ વરની મા, ખડીથી ધોળેલી ઝારીમાં દૂધપાણી રાખે છે ને તે ઝારી ઉપર નાળીયેર મુકે છે. તે કોઇ કોઇવાર ઘોડા પાછળ ટપકાવે છે તેને વાડ સીંચી કહેવાય છે; તથા વરની મા અગર બીજું પાસેનું સગું હાથમાં બળતો રામણુદીવો રાખે છે ને માથે માંડ પહેરે છે. આ બંને જણા ને બીજો સમસ્ત સ્ત્રી વર્ગ વરના ઘોડાની પાછળ પાછળ ગાતો ગાતો ચાલે છે એ રીતે વરઘોડો ધારેલે માર્ગે ફરી જાનીવાસે આવી પહોંચે છે.

૧૯. **કન્યા પક્ષની તયારી**—વરરાજા ઉઘલ્યાના ખબર કન્યા વાળાને ત્યાં પહોંચે છે, કે તરત જ ચોરી બંધાવવાની તજવીજ થાય છે. તે ચોરી, આગળ જણાવ્યાપ્રમાણે કુંભારને ત્યાંની હોય છે; અગર નાતવાળી તયાર કરેલી ત્રાંબાની ચોરી હોય તો તે પણ ચાલે છે. એક ચતુષ્કોણના આકારવાળી જગ્યા પસંદ કરી, ત્યાં ચાર ખૂણા ઉપર ત્રણ ત્રણ લાંબા લીલા વાંસ ઠોકવામાં આવે છે. તે ત્રણ વાંસની વચ્ચે માટીની ગાગરો નાના મોટી અમુક અનુક્રમે મુકીને તેની સૌથી ઉપર એક એક માટીનું ચકલું બેસાડવામાં આવે છે. તે ચારે હારોને પાછી દોરીથી ફરતી બાંધવામાં આવે છે. પરંતુ તેમ કરતાં કરતાં એવી સફાઇથી બાંધે છે કે તેમાં નાગપાશનો આકાર નીકળે તે ઉપરાંત તે ચોરી આગળ ભીંતઉપર પણ ખડી કે એવા કોઇ સાધનથી નાગપાશ કહાડવામાં આવે છે. ત્યાર પછી કન્યાનાં અડીને સગાંમાં સૌભાગ્યવતી સ્ત્રીઓ હોય છે તેઓ, જાનીવાસા માટે નક્કી કરેલા મુકામથી થોડે દૂર ઓટલા ઉપર કે કોઇના છજામાં કે બારીએ ઉભાં રહે છે. તથા ઘેરથી ઉઘલી ગામમાં ફરી આવી જાનીવાસે પહોચતો વરઘોડો ત્યાં આગળ આવી પહોચે છે, તે વખતે પેલી કન્યાપક્ષની સૌભાગ્યવતી સ્ત્રીયો વરરાજાને તંસથી વધાવી લે છે. કન્યાએ વરને ઉધરેલો જોવા નહિ એ માન્યતા જેટલા જોરથી પ્રચલિત છે, તેટલી જ યુક્તિથી, ચોરી છુપીને પણ, કન્યા, પોતાના થનાર **પતિનાં** દર્શન અગર ઝાંખી કરી લેવા ચૂકતી નથી.

કન્યાપક્ષવાળા, પોતાના જમાઇને, વ્હેવાઇને તેમ જ વ્હેવાઇના મહેમાનોને સત્કારવા સારૂ એક મુકામ નક્કી કરે છે તેને **જાનીવાસો** નામ અપાય છે. (વરરાજાની) જાન ત્યાં વસે તેથી **જાનીવાસો** એમ નામ પડ્યું હશે એવી અટકળ કરી શકાય; અગર વર ને તેની જાન પરદેશથી કન્યાને ગામ આવે ત્યારે પહેલાં **યાજ્ઞિક** એટલે ગોરને ત્યાં ઉતરે એટલે યાજ્ઞિકવાસ કહેવાય ને તેનું અપભ્રષ્ટ નામ જાનીવાસો થયું હોય. જાનીવાસે ગાદી તકીયા, પાથરણાં પાથરી, પંખા, અત્તર ગુલાબજળ, ફુલ, પાન, પીવાનું ઠંડું પાણી

તથા હોંસ અને શક્તિ હોય તો ખાડપાણી વિગેરે સર્વ પ્રકારની સગવડ કરી આપવાની ફરજ કન્યાપક્ષને શિર હોય છે. ત્યાં કલવો બોખો, તંબોળા તંબોળ વિગેરે રીતો કરવા આવતાં કન્યાપક્ષને વદાય કરતી વખતે આપવા માટે ખારેક સોપારી વરપક્ષ તરફથી એક સ્થાને બરોબરતમાં રખાય છે.

વરરાજા જાનીવાસે ઉતરી બેસે એટલે પછી ઉપર જણાવ્યાપ્રમાણે અત્તરપાનગુલાબ વિગેરેથી વરઘોડામાં પધારેલા સર્વે સજ્જનોનો સત્કાર કરવામાં આવે છે.

કોઈ કોઇ શ્રીમંત કન્યા-પક્ષવાળા તે વખતે ગાયનવાદિત્રનો જલસો પણ કરાવે છે. ગણિકાના નાચની બદી હજીસુધી અહીં સુદૈવયોગે દાખલ થઈ નથી.

૨૦. **કલવો આપવાની રીતઃ**—એક થાળીમાં દૂધે ભરેલો માટીનો ધોળેલો ચરૂડો અને ખાડે ભરેલી ટોપરાની કાચલી મુકી તે થાળી કન્યાની માએ અગર કન્યાદાન દેનાર સૌભાગ્યવતીએ અગર કોઇ અડીને સંગી સૌભાગ્યવતી સ્ત્રીએ લેવી અને બીજી સૌભાગ્યવતીએ પાણીની ઝારી તથા ત્રામડ લઇને હાથમાં રામણદીવો રાખવો. એવી રીતે બને સૌભાગ્યવતીઓ પોતાનાં અડીને સગાં બૈરાં લઇને જાનીવાસે જાય. પછી પ્રથમ વરને જમણી હથેલીમાં ખાંડ આપી તે ઉપર દુધ રેડે, એટલે વરરાજા તે પી જાય; પછી પેલી બીજી સૌભાગ્યવતી સ્ત્રી, તે વરરાજાનો દુધાળો હાથ, ત્રામડમાં ઝારીવતે ધોવરાવે, આનુ નામ કલવોબોખો કર્યો એમ કહેવાય છે. **કવલ-ભક્ષણ** એટલે કોળીયો ભરવો, એ ઉપરથી એ નામ રૂપાંતર થઇ પડયું હશે, એમ એક વિદ્વાન સદ્ગૃહસ્થની કલ્પના છે. તે જ મુજબ વરરાજાના પિતા, મામા, વિગેરે બીજા અડીને સગા હોય તેમને પણ એ આપવામાં આવે છે; તથા સ્ત્રીવર્ગમા પણ વર-પક્ષનાં સગાંને એ જ મુજબ રીત કરાય.છે; આ રીત ચાલતી હોય છે તે દરમ્યાન કન્યાપક્ષનાં બીજાં બૈરાં ત્યાં જાનીવાસે ઉભાં રહી સ્હેજસાજ વરપક્ષને

'તીખાં તમતમાં લાગે એવાં બે ચાર ટોળનાં ગીતો ગાય છે. રીત સમાપ્ત થાય છે એટલે સર્વે કન્યાપક્ષવાળાં ઐરાં ઘેર જાય છે તે વખતે વરપક્ષ તરફથી ખારેક મેળવેલાં સોપારી દરેકને ખોબે ખોબે અપાય છે. તેમાં કન્યાની માને સૌથી વધારે ને પછી સગપણના છેટાના પ્રમાણમાં થોડાં થોડાં તેથી ઓછાં અપાય છે તથાપિ કન્યાદાન દેનાર સ્ત્રી જેને જેને કહે તેને તેને સોપારી વર-પક્ષવાળાને આપવાં પડે છે. આ રીત કરતી વખતે કન્યાનું કુટુંબ ગમે એટલું પૈસાદાર હોય છે ને વરનું કુટુંબ પણ ગમે એટલું શ્રીમંત હોય છે તથાપિ આ સોપારી આપવાની રીત પૂરેપૂરી શાંતિ સમાધાનીથી પાર પડતી નથી. બંને પક્ષમાં અતૃપ્તિ-અસંતોષ રહે છે ને ઉચ્ચાં મન થાય છે તથા કડવાશ રહી જાય છે. આમા જો ધાર્યું હોય તો વર-કન્યાપક્ષવાળા પ્રથમથી સમજુત કરી એકંદર જેટલા તોલનાં સોપારી વહેંચવાં હોય તેટલા તોલનાં સોપારી કન્યા-પક્ષના દેખતાં તોળાવીને વર-પક્ષવાળા કન્યા-પક્ષવાળાને સોંપે ને વહેંચતી વખતે કન્યા-પક્ષવાળો જ વહેંચે એવી કંઇ રીત રાખી હોય તો બીજા બધાંની વાત વેગળી રહી પણ કન્યા-પક્ષ અને વર-પક્ષ વચ્ચે ઉચ્ચાં મન થવાનો સંભવ બહુ જ ઓછો થાય.

ખારેક સોપારી વહેંચવામાં કુલ ત્રણથી પાંચ મણ જેટલાં વરે છે. તેમાં અર્ધોઅર્ધ ખારેક ને અર્ધોઅર્ધ સોપારી મેળવાય છે ને કોઇ બે ભાગ ત્રીજ ભેગે છે. કોઈ કોઇ વીરલા કેવળ સોપારી જ વહેંચે છે ને ખારેક મેળવતા નથી.

૨૧. **કલવાઓખાનો બીજો ફેરો**.—ઉપર નં. ૨૦ માં લખ્યા પ્રમાણે જ પણ ચરૂડામાં દૂધને બદલે પાણી લઈને તથા ખાંડ રાખીને કન્યા-પક્ષનો સ્ત્રીવર્ગ ફરીથી જાય છે ને ઉપર મુજબ જ બધી રીત ફરીથી કરાય છે.

૨૨. **છાનું મોકલવું**—ત્યારપછી વર-પક્ષ તરફથી વરની બહેન અગર બીજું કોઇ સગું, એક થાળીમાં, રૂપાની આરસી નં. ૧, કચકડાની કે પીતળની ડાબલી નં. ૧, તે ડાબલીમાં અત્તરનું અગર

તેલનું પુમડું, પતાસાં શે. ૧ા ને માંડીયા નં. ૪, એટલું લઇને, તથા જાણુમોજાણુમાં જણાવ્યા મુજબ માટલી ખખડાવનાર જમાઇને સાથે રાખીને કન્યાને ત્યાં જાય. સદર વસ્તુઓ લઇ જનાર સ્ત્રીવર્ગને ટકો અગર ચાર પૈસા કન્યા-પક્ષ તરફથી મળે છે.

૨૩. **તંબોળા તંબોળઃ**—વરપક્ષ તરફથી છાનું મોજાણું જાય છે તે દરમ્યાન કન્યા-પક્ષ તરફથી પુરષવર્ગ જાનીવાસે તંબોળાતંબોળની રીત કરવા આવે છે. તે પુરુષવર્ગમાં કન્યાદાનદેનાર તથા કન્યાપક્ષના અડીને સગા પુરુષો હોય છે. કન્યાદાન દેનાર પીતાંબર પ્હેરી માથે પાઘડી મૂકી, એક થાળીમાં પીતાંબર અગર તેને બદલે ૩૦ા રોકડા, સોનાની વીટી અગર તેને બદલે ૩ ા રોકડા મોસાળ સાસરેથી આવેલ સુતરેલ પાનેતર અને ઓલ, ખૂંપ, જનોઇજોટો, પાનસોપારી, પૂજાપો, તથા આચમની ને પવાલું પાણી ભરીને, એટલી વસ્તુઓ લઇ ગોરને સાથે રાખી, જાનીવાસે જાય છે. ત્યાં વરની યથાવિધિ પૂજા કરીને, સાથે રાખેલો સામાન વરને આપી દે છે; વરરાજાનું જૂનું જનોઈ માગી લેછે. તે વખતે તંબોળાતંબોળ આવેલ સર્વ સદગ્રહસ્થોને વર-પક્ષ તરફથી સોપારી અગર ખારેક ભેળવેલ સોપારી ઓબે ઓબે આપવામાં આવે છે ત્યારપછી કન્યા-પક્ષવાળો પુરષવર્ગ વદાય થાય છે

૨૪. **કન્યાને નવડાવવાની રીતઃ**—કલવા બોખાનો બીજો ફેરો ખલાસ થયા પછી ને વરને ત્યાંથી છાનું મોજાણું આવે ને કન્યાને ત્યાંથી તંબોળાતંબોળ જાય તે દરમ્યાન કન્યાને નવડાવવાની રીત કરાય છે. એક માણુ અને ત્રણુ ગાગરોને ઘોળીને આસપાસ કંકુના ચાંલ્લા કરવા. તે ચારેયમાં પાણી ભરીને તેમાં આબાનાં પાંદડાં નાંખવાં. કન્યાદાન દેનાર સ્ત્રી અગર તેને અભાવે અડીને સગું માણુ લે, અને બીજાં જે બેરાં વાને નાલાં હોય તે ગાગરો લે. પછી ચોરી આગળ એક મોટી કથરોટ મૂકે ને તેમાં લાંકડાની માંચી મુકે. કન્યાનીકેડે વરનું જૂનું જનોઇ બાંધી પાવડીયો પહેરાવી કન્યાને તે માંચી ઉપર બેસાડે, પહેલાં પાંદડાં વતે છાંટા નાંખીને પછીથી માણુ ને ગાગરો ઢાલવી કન્યાનો

૨૭ **તોરણે પોંખવાની રીત**—તોરણ આગળ વર-કન્યા ઉભય પક્ષની વ્હેવાણો સામસામી કંકુથી મ્હોં પીલે છે ત્યારપછી શીલોટાની બે થાળીયો વર-પક્ષને અપાય છે તેમાંથી એક થાળી કન્યાના સાસરાના પલમાં જાય છે ને બીજી કન્યાને મોસાળસાસરે જાય છે ત્યારપછી પોંખવાનો સામાન આણેલો હોય છે તેમાંથી કંકુથી વરને કપાળે ચાંદલો કરીને ઉપર ડગિર ચોટાડીને પછી ધુંસળ, મુસળ, રવૈયો, ત્રાક, તથા ઇંડીપીંડી એ પાંચ વાના કન્યાદાન દેનાર સૌભાગ્યવતી સ્ત્રી પોતાના છેડામાં ઢાંકી એક પછી એક, વરના મ્હો આગળ આરતીની માફક ચાર વાર ફેરવી બાજુએ મૂકે છે. જારના સાંઠાના ચાર કકડા પણ એ જ પ્રમાણે વરના મ્હોં આગળ ફેરવી ઉંચે જોયા વગર ચારે દિશામાં એક એક નાખી દે છે.

૨૮. **ચુંદી ખયણવાની રીત**—ત્યારપછી કન્યાનો મામો કન્યાને ઉચકીને તેની આંખો હાથથી મીંચાવીને તોરણ આગળ લઇ આવે છે ને વરરાજાને જમણો પગ આગળ ધરવા કહેવામાં આવે છે. વરરાજાના તે જમણે પગે કન્યા જમણા હાથથી ચૂંટી ખણે છે ચુંટી ખયણાવી રહ્યા પછી કન્યાને પાછી મામો લઇ જાય છે આ રીતમાં એક બહુ મહોટું મહત્ત્વ રહ્યું છે. કોઇ કારણથી કન્યાના બાપના ઘરનાંને, કન્યાના મોસાળ પક્ષ સાથે ઉંચા મન થઇ વાંધા પડી વ્યવહાર તૂટયો હોય છે તો તે સબંધ ફરીથી બધાવવામાં આ રીત બહુ જ આબાદ અને સચોટ નીવડે છે રીતમાં કંઇ નથી છતાં આ રીતમાં મામો જ જોઇયે ને સગો મામો હોય ત્યાં સુધી બીજો કોઇ ન જ ચલે એ માન્યતા એટલું જબ્બર ઘર ઘાલી બેઠી છે કે ઘણાએ નવાણું પ્રસંગો-માં આ જ કારણથી બન્ને પક્ષ વચ્ચે સલાહસંપ બંધાય છે.

ત્યાર બાદ વરના જમણા પગ આગળ પેલું ઘોળેલું સંપુટ મૂકવામાં આવે છે. પછી વરની ડોક આસપાસ શાલ નાખી, શાલના એક છેડાથી વરનું નાક ઝાલી, વરને તોરણ અંદર, કન્યાદાન દેનાર સૌભાગ્યવતી લે છે, તે વખતે તોરણમાં જતા પહેલાં પેલું સંપુટ વરરાજા જમણા પગે દાબી, તેના કકડા કરીને પછી તોરણપ્રવેશ કરે છે. એ સંપુટના

કકડા કોઇના પગ નીચે ન આવે એમ વેગળા નાંખી દેવાય છે. પછી વરરાજા ચોરી બહાર વરપાટલા આગળ ઉભા રહે છે ને જાનૈયા બધા ત્યાં પાથરેલા પાથરણાં ઉપર ગોઠવાઇ જાય છે.

**ચોરીમાં કન્યાપક્ષ તરફથી જોયતી ચીજોની યાદ:—** ૧ મધુપર્કના વાસણો:—કાંસાની થાળી નં. ૨; કાંસાની થાળી [૧] કંકુથી ભરેલી લગભગ શે. ૦૧ના વજનની નં. ૧; કાંસાનો વાડકો [૨] નં. ૧; ત્રાંબાની કે પીતળની ઝારી નં. ૧; ત્રાંબાની ત્રાંબાકુંડી નં. ૧; તાંબાનું અરધીયું નં. ૧; કંકુ શે. ૧; મીંઢળ નં. ૧૭ તથા પૂજાપો.

ઉપરનાં વાસણ અમુક તોલમાં એકંદર અપાય છે તે નીચલી વિગતે.

| આસામી. | વજન |
|---|---|
| અડધાની ... ... ... | ...વાસણ મણ ૦।। |
| પાયલાની ... ... ... | ... ,, શેર ૧૬ |
| બે આનાની ... ... ... | ... ,, શેર ૧૩ |

ઉપરનો સામાન ચોરીમાં વરની પૂજા કર્યા પછી વરને અપાય છે.

૩૦. **ચોરીમાં મૂકાતા પૈસાની યાદ**—કન્યાવાળા તરફથી કન્યાનાં અડીને સગાં હોય તે મયાદત્ત તરીકે યથાશકિત રૂ. ૧।। થી ઓછામાં ઓછા રૂ. ૦)= સુધી મૂકે છે. મયાદત્ત મૂકનાર માણસે મયાદત્ત મુકયા સુધી ભૂખ્યાં રહેવું અને મયાદત્ત મુકયા પછી વરવાળાને ત્યાં જમવા જવાય નહિ એવી માન્યતા ને રીત છે. તથાપિ અત્રે માંહોમાંહ્ય બેવડાં તેવડાં સગપણથી બંધાયેલ હોવાથી એક નહી

૧. સદર કાસાની થાળી માડવે બેસતા સુધી કન્યાવાળાના ઉપયોગ માટે રહે છે. માંડવેથી ઉઠ્યા પછી વરકન્યાને વદાય કરતી વખતે વર-પક્ષને આપી દેવામાં આવે છે.

૨. સદર કાંસાનો વાડકો પણ માંડવે બેસી ઉઠ્યા પછી વરકન્યાને વળાવતી વખતે તોરણ આગળ વરનો કાકો અગર બીજો કોઇ સગો, તે વાડકામાં તલનો પરમીંડો નં. ૧. મુકીને, વરના હાથમાં આપે છે.

ત્યાં આગળ વર-વરજા માથે ઓઢણ બાંધે છે. ત્યાર બાદ છાના ઓંજણામાં આવેલી આરશીમાં, કન્યાને પોતાનું મ્હોં જોવાનું કહેવાય છે, ને કન્યા તેમ કરે છે. ત્યાર બાદ વર-કન્યાને પાન-સુપારી ખવડાવાય છે ને કન્યાને, આંખો આંજીને હોંસનું વધારાનું ઘરેણું કલ્લાં વાળી કીડીયાસેરે, દોરડો, ઉઠાકેડ વિગેરે અત્રે પહેરાવાય છે.

૩૪. લાદ્દુ પૂજવાની રીત:—ત્યાર બાદ વર-કન્યા સમક્ષ એક માટલી, તલનો પરમીડો તથા પીતળની કડછી તેમાં મૂકીને, રાખવામાં આવે છે; ને કન્યાના મોસાળ-પક્ષનું નજીકનું સગું વર-વહુનું જોડું હોય તેને ત્યાં બોલાવવામાં આવે છે. તેમાં ઘણે ભાગે કન્યાનાં મામા-મામી આવે છે. તે જોડું માટલીમાંની કડછી, સાથે લાગી ઝાલીને તે વતી પરમીડો હલાવે છે; તેમ હલાવતે હલાવતે એમાંથી એક જણ ચપળતાથી કડછી મૂકી દઇ પરમીડો લઇ લે છે. આ રીતનું નામ લાદ્દુ પુજી કહેવાય છે ને વર-વહુમાંથી જે પરમીડો ઉંચકી લેવામાં સફળ નીવડે છે તેનું ચલણ ચાલે છે એમ મશ્કરી કરાય છે. ત્યાર પછી બૈરાંને પરમીડા વહેંચવામાં આવે છે.

ત્યારબાદ વર-કન્યાને ચોરીમાં લઇ જાય છે. એ ચોરીમા ચાર ખૂણે ચાર શકોરાંમાં નાડાની દીવેટવાળા ચાર દીવા, વર સાજન તોરણે આવે તે સમયથી અકડાવવામાં આવેલ હોય છે. તે ઉપરાંત ત્યાં ખડીયે ધોળેલાં નીસા ને નીસાતરો મૂકાય છે. ચોરીમાં વર-કન્યા પાસે સદર નીસાનીસાતરાથી ડાંગર ભરડાવી લાજાહોમ સપ્તપદી, આદિ ક્રિયાઓ થઇ રહ્યા પછી વરની સાસુ કંસાર લઈ આવે છે, તે કંસારના કોળીયાકોળ વર-કન્યા પરસ્પરને પાંચ -પાંચ વાર ભરાવે છે. કોળીયાકોળ ભરાવી રહ્યાપછી વર-કન્યામાંથી જે પહેલું ઉઠે છે તેનું ચલણ ચાલશે એમ કહેવાય છે.

૩૫. વર-કન્યા વળાવવાની રીત:—ત્યાર પછી, બારસાખે તોરણે ને જાતીવાસે કંકુના થાપા મારી, કન્યાનાં માબાપ આદિ નિકટનાં સગાંને, નવપરિણીત દંપતી પગે લાગે છે.

ત્યારબાદ વર-કન્યાને વિદાય કરવામાં આવે છે—અર્થાત્ કન્યાને તેને સાસરે વળાવાય છે.[1]

તે વર-કન્યા વાજતે ગાજતે વર-પક્ષવાળાં સાથે, પોતાને—વરને-ઘેર આવી બારણા સમક્ષ ઉભાં રહે છે. તેમને વરની મા અગર પાસેનું સગું વધાવીને ઘરમાં લે છે તે વખતે વરની બહેન અગર એવું સગું બારણાં વાસી દે છે, તે ભાઈ યથાશક્તિ આપી અગર આપવાનું કબુલી બેનનું મન મનાવે છે ત્યારે બારણાં ઉઘાડી ઘરમાં વર-કન્યાને આવવા દે છે. ત્યાર-બાદ ઓરડામાં ઘોળેલા નીસા-નીસાતરો હોય છે તેના ઉપર વર-કન્યા પાસે થોડી ડાંગર ભરડાવાય છે. પછી વર-કન્યા મહારાણીના દીવાને પગે લાગી કુટુંબનાં સર્વને પગે લાગે છે. તે વખતે સૌસૌના રીવાજ તથા સ્નેહ—સંબંધ અનુસાર કંઇક વસ્તુ, દ્રવ્ય અગર આશીર્વાદ આપે છે.

૩૬. **ખોળે બેસાડવાની રીતઃ**—વરનો બાપ, ખોળે અગર પગ આગળ કન્યાને બેસાડે છે ને કન્યા આગળ રૂપીયાની ભરેલી કોથળી ઉઘાડી મૂકે છે તે કોથળીમાં કન્યા હાથ ઘાલી મૂઠીમાં જેટલા રૂપીયા આવે તેટલા લઇ મુઠી ભરી એક સામટી બહાર કાઢે છે. તે રૂપીયા ગણી રકમ નક્કી કરાય છે. સદર રકમનું ઘરેણું કરાવીને કેટલાક કન્યાને આપે છે. કેટલાક તેમ ન કરતાં સદર રીતને **નામની રીત** તરીકે કરે છે. ત્યાર પછી કન્યાને કસાર ખવડાવી સુખડી આપી તેના બાપને ઘેર પાછી વદાય કરવામાં આવે છે.

વાનાની ઉપર ઘીની નાત જો લગ્ન પહેલાં નથી થઇ હોતી તો કન્યા વદાય થયા પછી થાય છે. હવે કોઇ કોઇ વાનાની નાતમાં ખાંડના કસારનું જમણ કરે છે.

---

૧. કન્યાને વળાવતી વખતે જો બુધવાર કે અવયોગ હોય છે તો તેટલો સમય વરરાજા બનીવાસે અગર કન્યાનાં સગાંને ઘેર કહાડે છે ને તે અશુભ યોગ વીત્યા બાદ વર-કન્યા વિદાય થાય છે.

બીજે દિવસે

૩૭. માથું દામવાના રીવ:—લગ્ન થયા પછી ચાર દિવસ સુધી રોજ સવારમાં, કન્યાને સાસરેથી, તેની નણંદ, કન્યાનું માથું દામવા આવે છે, તે વખતે તે પોતાને ઘેરથી, ધુપેલ, નાડું અને કંકુ લઇને આવે છે. માથું દામવા આવનારને જમાડીને એક ટકો કન્યાવાળાં આપે છે. માથું દામી રહે એટલે જમાઇને ભોજાઇ વર-કન્યાને ચોરીમાં લઇ જવાય છે. ત્યાં વર-કન્યા કસારનાં કોળીયાકોળ ભરાવે છે. સદર કસારમાં સારાં ઘરવાળાં પીસ્તાં બદામ દ્રાક્ષ વિગેરે મસાલો કન્યા પાસે નંખાવે છે; ને કેટલાક ટીખળી સ્વભાવવાળાં, વરનાં સાસરીયાં, કન્યાને ચડાવી તેની પાસે કસારમાં મડીયા, રાઇના કળીયા વિગેરે કચરો ટોળ ખાતર નંખાવે છે. આ રીત ચોથા દહાડાની રીત સમાપ્ત થતાં સુધી નિત્ય કરાય છે. ચતુર્થી કર્મ થઇ રહ્યા પછી માંડવે બેસે તે દિવસે વર-કન્યા ખાંડના કોળીયાકોળ ભરાવે છે.

૩૮. ખીચડી શીરામણી:—બહુ કરી લગ્નને બીજે દિવસે કન્યાવાળાને ત્યાં માંડવાનું જમણુ હોય છે, તેમાં બપોરે ખીચડી શારામણી નામનું વહેવારનું જમણુ હોય છે, ને સાંજે મોટું ભારે જમણુ હોય છે.

ખીચડી શીરામણીના જમણમાં ખીચડી, કઢી, શાક, પાપડ, રાયતું કસાર ને ઉપર ઘી હોય છે. સદર જમણુ ઘણે ભાગે બપોરના ભાગનું જમણુ હોવાથી જમનારને તડકો લાગે નહિ એ બુધ્ધિથી જમવાના સ્થાન ઉપર ચાદરાં, ચંદરવા વિગેરે બંધાય છે ને હોંસ હોય તો ટોરખાનાં બેસાડાય છે. ખીચડી શીરામણીના જમણમાં પીરસવા કરવાનો કારભાર વર-પક્ષને માથે રહે છે, ને આ રૂઢીને હજી સુધી ચીવટથી વળગી રહેવામાં આવ્યું છે. પરભાખી વરને આ રૂઢી ભારે પડી જાય છે તથાપિ અજી સુધી નડીઆદીઓએ આ બાબતમાં છુટ મુકી નથી.

માંડવાનું જમણુ જેટલા ઉમંગથી ને ખર્ચાળ કરવામાં આવે છે, તેટલા સુખ-સંતોષ ને આનંદપૂર્વક જ્ઞાતિલાઓ તે જમણનો ઉપભોગ લઇ શકતા નથી. કારણુ ખુલ્લું છે. લગ્ન ઘણે ભાગે રાતનાં બાર વાગ્યા પછીનાં લેવાય છે તેથી કન્યા-પક્ષ લગ્નને દિવસે લગભગ રાત્રિના બાર ઉપર ત્રણ ચાર વાગે પરવારી આરામ લેવા પામે છે. તે કારણે બીજે દીવસે ખીચડી મોડી ઓરાય છે ને ખીચડી–શીરામણીના જમણમાં ઢીલ થાય છે. તે જમણ ખલાસ થયા પછી ઓછામાં ઓછા આઠથી દસ કલાક વીત્યા વગર માંડવાનું ભારે જમણ જમવા જ્ઞાતિબંધુઓ આવી શકતા નથી; તેથી માંડવાના રાતના ભારે જમણમાં છોકરાં તેમ જ તકલેદી તબીયતવાળા આવવાનું જ લગભગ માંડી વાળે છે. આ ગુંચનો નીકાલ બે ત્રણ ગૃહસ્થોએ જુદીજુદી રીતે કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ તેમાં પૂરેપૂરી સફલતા ને યશ મળ્યાં નથી. કેટલાક ધનવાન ગૃહસ્થો ખીચડી શીરામણી ને માંડવાનું ભારે જમણ એક જ દિવસે ન કરતાં બે જુદે જુદે દિવસ કરે છે, પરંતુ તેમ કરતાં ખીચડી શીરામણીનું જમણ ઉડાડી દઇ તેથી ભારે કસાર કે એવું કંઇક કરે છે તે બીજા ઓને બોજારૂપ થઇ પડેછે. આનો સરળ રસ્તો માંડવાનો દિવસ ફેરવવામાં જ છે. લગ્નથી ત્રીજે દિવસે માંડવો રાખી, ખીચડી શીરામણીનું જમણ ધનુમાંસની નાત માફક સવારે અગીયાર વાગ્યામાં ખલાસ થાય તો માંડવાનું ભારે જમણ રાત્રે નવ-દસ વાગ્યામાં પુરૂં થાય; અગર ખીચડી-શીરામણીનું વ્યવહારનું જમણ હોવાથી વર-વાળાએ જ આગ્રહ લઇ કન્યાવાળા પાસે બંધ કરાવવું એ બીજો રસ્તો છે.

ખીચડી-શીરામણી વહેવારનું જમણ હોવાથી તેનાં નોતરાં વર-રાજા તથા કન્યાવાળાના ઘરનો એક મળી બે પુરૂષો આખી નાતમાં ઘરમાં પેશી, ઘરઠીક કરી આવે છે તે વખતે કન્યાવાળાનાં વહેવાઇવાળાં, નોતરાં કરવા આવનારને સોપારી ખારેક આપે છે. ત્યાર બાદ વર-કન્યા પક્ષનાં બૈરાં એકઠાં થઇ જે જે ઘેરથી સોપારી–ખારેક મળ્યાં હોય તે તે ઘેર નોતરાં કરવા જાય છે ને સર્વે સોપારી-ખારેક લઇ આવી પાછાં ફરે છે. આમાં જ્યાં વહેવાર તુટયા હોય ત્યાં

| | |
|---|---|
| રૂ. ૧૬) પગપાં રૂપાનાં | રૂ. ૧૫) વડસાસુનાં ધાટડી ચણીયો |
| ,, ૭૫) બાટનું ઓપણું ચણીયો | ,, ૧૮) હોંસનાં ધાટડી ચણીયો |
| ,, ૧૨) હોળીનાં ઓપણાં | ,, ૫) હોંસના ધાટડી ચણીયાની કોરા |
| ,, ૯) માં ઉપલી ધાટડી | ,, ૧૬) ઘીમનો સાળુ |
| ,, ૬૬) સોપારી મણ ૧૧ ના પ્રત રૂ. ૬) લેખે તથા મણ ૧) સોપારી પ્રત્યક્ષ અપાય છે તે મળી કુલ મણ ૧૨) તેમાં પ્રત્યક્ષ લીધેલાં સોપારીની કિંમત કોઇ કોઇ કાપી આપે છે. | ,, ૧॥।≈ સુખડી વિગેરે<br>০॥ નાડુ શી. ૧<br>০≈ ઠંડુ શી. ૧<br>૧) સુખડી શે ૫<br>૧॥।≈ |

કુલ રૂ. ૨૭૪॥ શીવાશાઇ તેના વટાવ[1] પ્રત રૂ. ૩૦) લેખે ગણતાં એકંદર રૂ. ૨૧૬) મુંબઇમરા.

ઉપર મુજબની યાદીમાંથી જેટલી ચીજો પ્રત્યક્ષ લેવામાં આવી હોય છે તેના તેટલા રૂપીયા મુજરે કાપી અપાય છે.

૪૦. **માંડવે બેસવાની રીત:**—સારો દિવસ જોઈ માંડવે બેસવાનું વરવાળાને, કન્યાવાળાને ત્યાંથી કહેવડાવવામાં આવે છે. તે દિવસે વરવાળા, કન્યાને પોતાને ઘેર બોલાવે છે. તે વખતે બંગડીયો કીમતી, ગદીયાણા દસની, તથા રૂ. ૫) ઉકટામણીનો જોરને આપવાનો તે તેમ જ રૂપાનાં પગપાં એટલું સાથે રાખી, સગાંવહાલાં અને વર-કન્યા સહિત વરવાળા વાજતેગાજતે વ્હેવાઈને ઘેર જાય છે. ત્યાં વર-કન્યાને વર-પાટલા ઉપર બેસાડવામાં આવે છે; અને વરના બાપને તેમ જ મામાને, અગર તે બંનેના અભાવે એક માણસ, વરના બાપના ઘરનો, ને એક માણસ વરના મોસાળપક્ષનો, એમ બે જણને બાજઠ ઉપર બેસાડવામાં આવે છે. પછી કન્યાવાળા પરસ્પર મ્હોં પીવી-પીવાવી, કન્યાના શ્વસુરપક્ષવાળાને

૧. હવે વટાવ કપાતો નથી.

મુગટો ૧ અને કન્યાના મોસાળસાસરાના પક્ષવાળાને મુગટો ૧ અગર રૂ ૧ાા રોકડા એ પ્રમાણે પ્રસક્ષ આપે છે. તે જ વખતે સ્ત્રીવર્ગમાં, કન્યાની સાસુને, નીચે મુજબ વસ્તુઓ અપાય છેઃ—

*ઘરસાડી નં. ૧, વેલણુ નં. ૨, કંકાવટી નં. ૧, હીંગળોકીયું નં. ૧, કાંસકી નં. ૧, ચોલડીયુ (નાની ટોપલી) નં. ૧, [1]સૂપડાં નં. ૨ (તેમાં ૧ વાંશીયું, અને ૧ સુતારીયું મળી), તથા રામણદીવો[1] નં. ૧.

બીજી પહેરામણી સર્વા મુજબ અપાય છે.

ત્યાર બાદ ગોર ઉકટામણી વાંચે છે, તેમાં વર-કન્યાના નિકટનાં અનેક સગાં જીવતાં તેમ જ ગુજરી ગયેલાં બંનેનાં નામ હોય છે. તેમનાં એક પછી એક ક્રમવાર નામ દઇ, જીવતાં સગાંના પ્રત્યક્ષમાં ને સ્વર્ગસ્થ સંબંધીઓની પરોક્ષમાં આ વર-કન્યા લગનથી જોડાય છે એવા પ્રકારનુ વિલક્ષણ સંસ્કૃત ભાષામાં ગોર મ્હોટે સ્વરે પુકારીને વાંચી જાય છે. ઉકટામણી વાચી રહ્યાબાદ ગોરને વરવાળા તરફથી ૨ ૧).(જે તેઓ પ્રથમથી સાથે લેતા આવ્યા હોય છે તે) અપાય છે. પછી ચોરીમાં બેઠેલાં વર-કન્યા પૈકી, કન્યાને હિમની બંગડીઓ ને રૂપાનાં પગપાં, વરવાળા તરફથી આપવામાં આવે છે. ત્યાર પછી કન્યા-પક્ષવાળાનાં સગાં જેમણે લાલલાડુ કર્યા હોય અગર જેઓ લાલલાડુ કરવાનાં હોય, તેઓ સર્વે, કરેલ અગર કરવાના લાલલાડુની રીતને અનુસરી, પહેરામણી નિમિત્તે અમુક દ્રવ્ય, વર-કન્યાને ચાંલ્લો કરી કન્યાના હાથમાં આપે છે, તેને ઉકટામણી કરી કહે છે. આ દ્રવ્ય કન્યાવાળા પાસે જાય છે.

ત્યાર પછી વર-કન્યાને કોળે લઇ જાય છે. કોળા આગળ વાંશીયું સુપડું નંગ ૧, સુતારીયું સૂપડું નં. ૧, અને ચાર શકોરાં રાખવામાં આવે છે. એ શકોરાંમાં, કાચો કસાર, થોડા થોડા મેંગ

* આ ઘરસાડી, અને બીજાં શીશામણીમાં સાસુને આપેલ ક્રમએ એ બે વનાં, જ્યારે કન્યા ન્હાડીધોતી થાય છે, ત્યારે તેને આપવામાં આવે છે.

૧. આ બે ચીજો સુપડાં નં.૨ ને રામણદીવો, મંગળફેરા ફરી રહ્યા પછી અપાય છે.

૪૩. **ચોથાં દહાડાં કરાવવાની રીતઃ**—ત્યારબાદ ચોથાં દહાડાં કરાવવાની રીત કરાય છે. આ રીત અનુકૂળતા પ્રમાણે, ત્રીજે, ચોથે કે પાંચમે દિવસે કન્યા-પક્ષને ત્યાં કરાય છે.* તે વખતે વર-પક્ષને ત્યાંથી ૨ ગરેજના ઘરની સૂતરેલ કંચિળી નં. ૧, કીનખાબની ચોળી નં. ૧ (પહેલાં કમખો કરતી), ચતુર્થી કર્મ નિમિત્ત છૂટા પૈસા આશરે રૂ ૦॥ા દસ આનાના (જે ગોરને મળે છે), અને ખાંડે ભરેલી ટોપરાની કાચલી ન. ૧, કપાની નણુંદ અગર બીજું કોઈ સગું લઈને, કન્યાને ત્યાં જાય છે. ત્યાં ગોર, ચતુર્થી કર્મ સમાપ્ત કરાવે છે, એટલે ખાંડના કોળીયાકોળ વર-કન્યા પરસ્પર ભરાવે છે. ત્યારબાદ કન્યાને, સુતરેલ કંચિળી અડકાડીને કીનખાબની ચોળી ને રેશમી પાનેતર પહેરાવાય છે.

ચતુર્થી-કર્મ થઇ રહ્યા બાદ ચોરી છોડી નાંખવામાં આવે છે. તેમાં ચોરી કુંભારના ઘરની આણી હોય તો તેમાંનું એક આણુ વર-વાળાને ત્યાં મોકલાય છે, પરંતુ જો ત્રાંબાની ચોરી ઉપયોગમાં લીધી હોય છે તો તે બદલ રૂ. ૧॥ ઉચક વરવાળાને કન્યા-પક્ષ તરફથી અપાય છે.

માંડવે બેસે તે દિવસે જો કંઈ જ્ઞાતિભોજન નથી હોતું, તો કન્યા-વાળાને પોતાના સગાં જમાડવાં પડે છે.

ચોથાં દહાડાંની રીત કરે તે દિવસે વરવાળાએ નાત અગર સગાં કરવાં પડે છે, ને તે દિને જો કોઇને ઘેરે જ્ઞાતિભોજન હોય છે તો ઘેરજમતને જમાડવાં પડે છે.

૪૪. દસાઇઃ—લગ્નદિવસથી આરંભી, કોથળો આપવાની રીત પૂરી થતા સુધી વર-કન્યાને પોતપોતાને સાસરે દસાઈ જમાડવામાં આવે છે. તેમાં નિત્ય હોંશ ને શક્તિ પ્રમાણે જુદુ જુદુ જમણુ કરાય છે. કન્યાને તેને સાસરે, સવારમાં ખીચડી ઘી જમાડાય છે ને બપોરે ભારે જમણુ અપાય છે; તથા કન્યાને જમાડી વિદાય કરતી વખતે નિત્ય સુખડી આપવામાં આવે છે.

૪૫. **કોથળો આપવાની રીતઃ**—વરવાળાને ત્યાંથી કોથળો આપવામાં આવે છે તે સારૂ, કન્યાના ભાઇને અગર

---

* વર ભની-પક્ષનો હોય તો ચોથાં દહાડાં, બીજે, ચોથે, અગર છઠે દિવસે કરાય છે, ને પંડ્યા તથા ત્રવાડી પક્ષમાં ત્રીજે ને પાંચમે દિવસે થાય છે.

બીજા કોઈ સગાને વરવાળા તરફથી જમવાનું નોતરૂં કરવામાં આવે છે. તે વખતે વરને ઘેર કન્યાનું માથું દામે છે, દાંતે પોથી અડકાડે છે, અને પોથીના રંગથી કન્યાને એક પગે નાગપાશ, અને બીજે પગે પ્યાલો ચીતરવામાં આવે છે. ત્યારબાદ કન્યાને ને તેના ભાઇને જમાડીને કન્યાના ભાઇના હાથમાં કોથળો આપવામાં આવે છે તેની વિગત:—

કોથળો શેલાનો નં. ૧; ત્રાંબાનો ડાબલો નં. ૧; તે ડાબલામાં કુંકુ શે ૦ા—, શેકડા રૂ. ૧), નાળીયેર નં. ૧, ને સુખડી શે. ૧ા—એ સર્વે સદર શેલાના કોથળામાં મુકીને તેને મ્હોડે નાડું બાંધીને અપાય છે. તે વખતે કન્યા તરફથી કોઇ મેરૂ આવ્યું હોય છે તો તે વરવાળાને ત્યાં ઝાર કરે છે.

૪૬. **ઝારની વિગત:**—સાસુને રૂ. ૧), વડસાસુને રૂ. ૧), માળ-સાસરે રૂ. ૦ા, બીજાં અડીને સગાં હોય તેને ટકો ટકો.

ત્યારબાદ કોથળો ઉચકનાર ભાઇના હાથમાં એક ટકો આપી કન્યાને ને તેના ભાઇને વાજતે ગાજતે વદાય કરે છે.

૪૭. **કોથળો આપવાને દિવસે જમણ:**—તે દિવસે જો કોઇને ત્યાં જ્ઞાતિભોજન ન હોય તો વરવાળાને ત્યાં સગાં જમાડાય છે.

૪૮. **શીલોટા વ્હેંચવાની રીત:**—કન્યાને સાસરે ને માળ સાસરે જે શીલોટા આપવામાં આવે છે (જુવો પૃ. ૫૦ નં. ૨૭) તે બંને પોતાના સવડ પ્રમાણે પોતાનાં સગાંને ત્યાં, અચ્છેર, પાશેર, નવટાંક એ પ્રમાણે સગપણ અનુસાર વહેંચે છે. જેને ત્યાં જાનીવાસો ઉતાર્યો હોય તે ઘર-ધણીને શીલોટા શે. ૦ાા, અને કન્યાને શીલોટા શે. ૧), વરવાળા આપે છે.

૪૯. **રંધાવવાની રીત**—લગ્ન થયા પછી આ રીત જ્યાં સુધી કરવામાં આવી ન હોય ત્યાં સુધી તે કન્યાની પાસે તેના સાસરી-યાથી રંધાવાય નહિ એવી રૂઢી છે. હાલમાં અનેક કારણે જો આ રીત રહી ગઈ હોય છે ને ઓપટીની વેળાએ કન્યાને સાસરે મોકલવી પડે છે તો કન્યાનાં સાસુ-સાસરો, તે કન્યાના હાથનું રાંધેલું, સદર રીત થયા પહેલાં ખાતાં નથી.

પરણ્યા પછી ગમે ત્યારે સારે દિવસે, વરવાળા પોતાનાં અડીને સગાંને જમવા તેડે છે, ને પરણેલી વહુ પાસે કઢીખીચડી તે સગાંને કંસાર પીરસાવે છે. ( કન્યા જમણ રાંધતી નથી, માત્ર પીરસે છે.) તે સમયે સાસરા પક્ષવાળાં બધાંય મળી એકંદર રૂ. ૨૫) પચીસ રૂપીઆ આપે છે; અને બીજાં સગાં હોય તેમાંથી વહેવાર પ્રમાણે રૂ. ૧) અગર રૂ. ાા મુકાય છે. મ્હોટે ભાગે નીચલી રીતે મુકાય છે.

સસરો રૂ. ૨૦), સાસુ રૂ. ૫), કાકાજી રૂ. ૧), મામાજી, રૂ. ૧), માશીજી રૂ. ૧), ફોઇજી રૂ. ૧) ઘડવાળાં રૂ. ૧) મુકે છે.

---

## લગ્ન થયું હોય તે વર્ષમાં કરવી પડતી રીત

### ક. કન્યા તરફની

૧. જેઠાડું:-પાકી કેરી મળે ત્યારે બહુ કરી જેઠ મહિનામાં જેઠાડું અપાય છેઃ—

**અડધાની આશામીવાળાઃ**—સાસરે;-કેરી નં. ૧૫૦, ઘઉં મણ ાા, ઘી શે. ૨), રૂ. ૧) રોકડો.

માળ સાસરે;—કેરી નં. ૧૦૦, ઘઉં શે. ૧૫, ઘી શે. ૧, રૂ. ાા રોકડા.

તેમાંથી કન્યાના સાસરાવાળા, કેરી શે. ૭ાા કન્યા સારૂ, અને રૂ. ાા જેઠાડું આપવા આવનારને પાછા આપે છે, તથા માળ સાસરાવાળા માત્ર રૂ. ા પાછો આપે છે. બાકીની રહેલી કેરીઓમાંથી, ત્રણ ત્રણ, બે બે, એક એક, સાસરાવાળા ને માળસાસરાવાળા પોતપોતાનાં સગાંમાં વ્હેંચી લે છે.

**પાયલાની આશામીઃ**—

સાસરે.-કેરી નં. ૧૨૫, ઘઉં શે. ૧૫, ઘી શે. ૧ાા અને રૂ. ાા અપાય છે તેમાંથી કેરી શે. ૫ કન્યાને માટે ને રૂ. ા જેઠાડું લાવનારને પાછા આપી, બાકીની કેરી પોતાનાં સગાંમાં વહેંચી દે છે.

માળ સાસરે:-કેરી નં. ૭૫, ઘઉં શે. ૧૦, ઘી શે. ાા, ને રૂ. ા રોકડો અપાય છે. તેમાંથી જેઠાડું લાવનારને રૂ. ૦)= પાછા અપાય છે ને કેરી પોતાનાં સગાંમાં વહેંચી લે છે.

**બે આનાની આશામીઃ—**

સાસરેઃ-ફેરી નં. ૧૦૦, ઘઉં શે. ૧૦, ઘી શે. ૧) અને રૂ.'૦ા રોકડા અપાય છે તેમાંથી ફેરી શે. ૨॥ કન્યાને માટે, અને રૂ. ૦)≈ જોડાડું લાવનારને પાછાં અપાય છે.

માળસાસરેઃ—ફેરી નં. ૭૫, ઘઉં શે. ૭, ઘી શે. ૦॥।, ને રૂ.૦)= રોકડા અપાય છે; તેમાંથી ટકો ૧) જોડાડું લાવનારને પાછો અપાય છે.

૨. **દીવાસા ઉજવવાની રીત:—**ભીંત ધોળીને તેના ઉપર રંગીથી જીવંત્રાં કહાડવાં. પછી કન્યાને સાસરે ગાંયણી નં. ૪ (સાસુ, વડસાસુ, કાકીજી, ફેઇજી), તથા કન્યાને માળ સાસરે ગાંયણી નં. ૩ (વડસાસુ, મામીજી, માશીજી), અને પોતાનાં સગાંમાંથી ગાંયણી નં. ૬–એટલાં જણુને જમવાનું નોતરૂં કરવું. તેઓને જમણુમાં ગસોટ, દૂધપૌંઆ, ભજીયું, શાક, અને રાયતું કરવામાં આવે છે. સાસરામાંની ગાંયણીમાંથી કોઇ ન આવે તો નણંદ તે બદલ આવી શકે છે તે જ પ્રમાણે માળસાસરામાંથી ગાંયણી કોઇ ન હોય તો તે બદલ તેવું બીજું કોઇ તેટલું સગું જમવા આવી શકે છે સાસરેથી તેમ જ માળસાસરેથી જો કોઇ જમવા આવી શકે એમ ન હોય તો તે, તેને બદલે અણુશેપ લે છે તે નીચલી વિગતેઃ—

**અડધાની આશામીઃ-**

કન્યાને સાસરે, સાસુને રૂ. ૧) રોકડો અને ગસોટ શે. ૨ તથા બીજાને માત્ર ગસોટ શે. ૧॥ પ્રત્યેક દીઠ.

કન્યાને માળસાસરે, સાસુને રૂ. ૦॥ રોકડા અને ગસોટ શે. ૧॥।, અને બીજી ગાંયણીઓને માત્ર ગસોટ શે. ૧॥, જણુ દીઠ.

**પાયલાની આશામીઃ—**

સાસરે, સાસુને રૂ. ૦॥ રોકડા ને ગસોટ શે. ૨, તથા બીજાને ગસોટ શે. ૧॥ જણુ દીઠ.

માળસાસરે, વડસાસુને રૂ. ૦। અને ગસોટ શે. ૧॥। અને બીજાંને માત્ર ગસોટ શે. ૧॥ પ્રત્યેક દીઠ.

નોતરૂં આવે ત્યારે જમવા ગોરણી જ જઈ શકે, પુરુષ નહિ; તેમાં ઓછામાં ઓછી એક ગોરણીને તો મોકલવી જ પડે. અનુ-મોદ લેવાની બાબતમાં દીયર, જેઠ વિગેરે પુરુષોનો પણ અનુ-મોદ લઈ શકાય.

સાસરાની ગોરણી જમવા આવે ત્યારે દારગજરો લેતી આવે. ગોરણીઓ પૈકી કન્યાનાં સાસુ અને માસીજી ખાસ જમવા આવેલાં હોય તો તેમને જમાડ્યા પછી પ્રત્યક્ષ રોકડ રકમ અપાય છે. તે ઉપર આશામી મુજબ અણુગોપમાં રોકડું લખેલ છે તેટલી જ હોય છે; અને બીજી ગોરણીઓને ટકો ટકો અપાય છે. તથા પોતાના સગાંમાંની ગોરણીઓને દરેકને બે બે પૈસા અપાય છે.

૩. બળેવ—બળેવને દિવસે જમાઈને કન્યાવાળાં જમવાનું કહે ને તેને રૂ. ૧) આપે છે. કોઈ કારણવશાત્ બળેવને દિવસે આ રીત ન થઈ શકી હોય તો દીવાળીના પડવાને દિવસે નોતરૂં કરી જમાડી રૂ. ૧) આપે છે.

૪. દીવાળીવારની રીતઃ—દીવાળીને દિવસે કન્યાને ઘેર એક વાંશીયા સૂપડામાં ડાંગેર શે. ૧૩ા ભરવામાં આવે છે. તે ઉપર નાળીયેર નં. ૧, દીકરાનાં કોડીયાં નં. ૪, ચાર બાજુએ, અને વચમાં રૂપાની વાટ સહિત ત્રાંબાનું કોડીયું નં. ૧, એટલું મૂકાય છે. સદર પાંચે કોડીયાં ઘી પૂરી પ્રકટાવાય છે. એવું પ્રકટાવેલી કોડીયાંવાળું, સુપડું કન્યા પોતાને માથે કે હાથે ઉચકીને, સંધ્યાકાળ સમયે પોતાને સાસરે જાય છે. ત્યાં વર-વાળા એ સૂપડા સહિત કન્યાને વધાવીને ઘરમાં લે છે, અને પોતાના અદદેવતા સમીપ કન્યા પાસે પેલા દીવાઓ મૂકાવી, કન્યાને પગે લગાડાવે છે. આ રીત થયા પછી જ વરના ઘરમાં કોડીયાં કલ્પાય છે, ત્યાં સુધી નહિ. તે દિવસે કન્યા તરફથી નીચલી વિગતે ઝાર કરાય છે—

સાસુને રૂ. ૦ાા મોસાળસાસરે રૂ. ૦ા, વડસાસુ જીવતાં હોય તો રૂ. ૦ા અને બીજાં ઘરડીને સગાંને ટકો ટકો અપાય છે.

ત્યાર બાદ ઉપલી રીત કરી હોય તેને બીજે દિવસે સવારમાં વરવાળા તરફથી કન્યાને જમવા તેડવામાં આવે છે. તે દિવસે સાસરે જમવા આવે ત્યારે, કન્યા પાછો ઉપર મુજબ ફરીથી ઝાર કરે છે.

ખ. વરવાળા તરફથી:—

૧. ધીમઃ-ફાગણ વદિ ૧—તે દિવસે એક ત્રાંબાનો સારો ધાળી ને તેમાં આંબાનાં પાંદડાં નાંખી રાખવાં. સાંજે, તેવા લોટાની પૂજા વર-કન્યા પાસે કરાવાય છે, અને પછી ખાંડના કોળીયાકોળ વર-કન્યા પરસ્પર ભરાવરાવે છે. ત્યાર બાદ સગાંને જમાડવામાં આવે છે.

સદર રીત વર-કન્યા ગામમાં હોય છે ત્યારે જ કરાય છે. બેમાંથી એક ગેરહાજર હોય છે તો સદર રીત નથી કરાતી.

૨. ઘાટાં:-જેઠ વદિ ૦)) ને દિવસે વર-કન્યા પાસે વડની પૂજા કરાવાય છે. તે વખતે વડ આગળ હારડો, માંડીયા, અને કન્યાની સુતરેલ કાંચળી એટલું મૂકાય છે—તે માલણ અને ગોર લઈ જાય છે. ત્યારબાદ સગાં જમાડાય છે.

વર-કન્યામાંથી એક જણ તે દિવસે ગેરહાજર હોય છે તો સદર રીત કરવામાં નથી આવતી, પરંતુ માત્ર વડ આગળ માંડીયા, કાંચળી ને હારડો મૂકી અવાય છે.

૩. ઓસણું:—શ્રાવણ વદિ ૭ ટાઢીશેળને દિવસે, માત્ર પોતાનાં સગાં જમાડાય છે.

---

## પ્રકરણ ૬.

### લગ્ન પછીની અને સીમંતોન્નયન પહેલાંની કેટલીક રીતો.

૧. અડચણ પડે ત્યારની રીતઃ-કન્યાના પીયરમાં પહેલી વખત અડચણ પડે ત્યારે એકલી અડચણવાળી કન્યાને ચાર દિવસ કસાર જમાડવામાં આવે છે. તેમાં પ્રથમ દિવસે એક માટીનો કરબડો કોરવામાં આવે છે. તે માટીના કોરેલા કરબડા નીચે કન્યાનો હાથ રખાવવામાં આવે છે તે ઉપરથી કસારના એક પછી એક પાંચ કોળીયા નાંખવામાં આવે એ, તે કરબડાની નીચે રહેલા કન્યાના હાથમાં પડે છે. એવી રીતના પાંચ કોળીયા, કન્યાએ પહેલી વારકા ખાવા જોઈયે. ત્યાર પછી દૂધભાત અને ઇચ્છા હોય તેટલો કસાર કન્યા પોતાની નિત્યની રીતિ મુજબ ખાય છે. એ પ્રમાણે પહેલા

ત્રણ દિવસ કરાવવામાં આવે છે. ચોથે દિવસે કન્યાને નવડાવીને ઘરસાડી પહેરાવવામાં આવે છે. ત્યારબાદ કન્યાને, ઓરડાના ઉમરે બેસાડી, ચાંદલાપીયળ કરવામાં આવે છે, ત્યારબાદ એક નાળીયેર પાંચ સોપારી, પાંચ ખારેકો, પાંચ પતાસાં, પાંચ કમલકાકડી–એટલાં વનાં એક વાંશીયા સૂપડામાં ભરવામાં આવે છે. ત્યારબાદ કન્યાના ખોળામાં સદર વાંશીયા સૂપડામાંથી, પ્રત્યેક જાતની એક એક ચીજ લઇ, એક એક વાર નાંખી, એકંદરે પાંચ વારમાં ખાલી કરાય છે.

અડચણ આવી ગયા પછી અમુક સમય વીત્યાબાદ જ કન્યાને સાસરે મોકલવાનો રીવાજ છે. પહેલાં, બાલ-લગ્ન બહુ જ પહેલાં થતાં પરંતુ 'કન્યાને સાસરે' મોકલવામાં ઉતાવળ કરાતી નહિ ને ઉપર જણાવેલ નિયમ અચૂક પળાતો. મધ્યકાલમાં આ બાબતમાં કેટલાંક તે તે પક્ષને લાગતાં અનિવાર્ય કારણોએ આ નિયમ શિથિલ કરાવ્યો, અને કન્યાને અડચણ પડ્યા પહેલાં–અપક્વ-દશામાં સાસરે મોકલ્યાના દાખલા જાણીતા છે. વળી પાછો ઉપલો નિયમ, સમજુ માણસોએ પાળવા માંડ્યો છે, અને એ નિયમ જેમ વધારે દૃઢતાથી પળાશે, અને કન્યાને સાસરે મોકલવામાં જેમ જેમ વધારે ને વધારે ઢીલ કરાશે, તેટલો જ તે દંપતિની માનસિક-શારીરિક કેલવણીમાં હિતકર્તા નીવડી પરિણામે જ્ઞાતિને સુખરૂપ થઇ પડશે.

કન્યાને સાસરે રાખ્યા પછી, સાસરાના ઘરમાં, કન્યાને પહેલી-વાર અડચણ પડે ત્યારે, ઉપર જણાવ્યા મુજબ, પીયરમાં જે રીત કરવામાં આવી છે, તે જ રીત સાસરે ફરીથી કરાવાય છે. વધારામાં, લગ્ન વખતે જે કમખો ઘરસાડી, કન્યાની સાસુને કન્યાપક્ષ તરફથી મળ્યાં હોય છે, તેનાં તે બંને, આ વખતે, સાસુ કન્યાને પાછાં આપી દે છે. જુવો પૃ. ૬૩ ઉપરની *વાળી ટીપ્પણી.

૨. સાસરે રાખવાની રીતઃ—સદર રીત વરપક્ષને કરવાની હોય છે. કન્યાની નણંદ અગર તેને અભાવે વરની નજીકની કોઇ સગી સૌભાગ્યવતી સ્ત્રી, હોય તે કન્યાને ઘેર, કન્યાને તેડવાં જાય છે. તે વખતે તે તેડવા જનાર સૌભાગ્યવતીને કન્યાપક્ષવાળાં એક ટકો આપે છે. તે ઉપરાંત કન્યા-પક્ષ તરફથી એક સૌભાગ્યવતી

સ્ત્રી તે બંનેની સાથે કન્યાને સાસરે જાય છે. ત્યાં જઇ પેલી કન્યા-પક્ષવાળી સૌભાગ્યવતી પ્રારે કરે છે તેમાં સાસરે રૂ. ૦।।, માળ સાસરે રૂ. ૦।, અને બીજાં અડીને સગાં હોય તેને ટકા લેખે અપાય છે.

તે દિવસે વર-પક્ષને ત્યાં મેડી ખૂબ ધામધૂમથી શણગારાય છે ને નાતનાં બૈરાંને 'મેડી જોવા આવવાનું' આમંત્રણ કરાય છે. આ વાત સ્વાભાવિક રીતે જ્ઞાતિના પુરૂષ વર્ગથી બની શકે તેટલી ગુપ્ત રાખવાનો સર્વેનો ઇરાદો હોય છે. પરંતુ સ્ત્રી વર્ગને આમંત્રણ થતાં સ્ત્રી વર્ગ સાથે તેમનાં નાનાં નાનાં કિશોરવયનાં પુત્ર-પુત્રીઓ પણ હોંસે હોંસે જોવા જાય છે, ને ગમે એવા પ્રશ્નો પૂછી, મનમાનતાં સમાધાન કરી, એવી વાતો પ્રસારે છે કે, ગુપ્તમાં ગુપ્ત રાખવા ધારેલો બનાવ અતિશય પ્રકટ થઇ જાય છે. આથી બાળકોના કુમળા મગજ ઉપર સારા સંસ્કાર નથી પડતા ને દેખાવ પણ સારો નથી થતો. જ્ઞાતિનાં સ્ત્રીવર્ગને આમંત્રણની એ પદ્ધતિ તો ગમે એમ કરી બંધ થાય એમાં જ લાભ છે.

કન્યાને સાસરેથી પતાસાં શે. ૧।, અને કસબી કોરનો સાળુ નં. ૧, પલંગ અગર ખાટલામાં મૂકાય છે તે કન્યા લઇ જાય છે.

૩. **સાસરે રાખ્યા પછીની રીતઃ**—કન્યાનાં સાસુ સસરા જીવતાં હોય ત્યાં સુધી, દીવાળી ઉપર વહુને દર દીવાળી દીઠ બે લુગડાં વર-પક્ષ તરફથી અપાય છે. અગર તો તે બદલ રૂ. ૨) કે રૂ. ૩) રોકડા અપાય છે. તેમાં સારેસારૂં ન હોય ને એકાદ વર્ષે નથી અપાતાં તો તે બીજે વર્ષે ચૂકવી લેવાય છે.

૪. **તાસતોઃ**—સદર રીત વર-પક્ષ તરફથી થાય છે. વહુ ન્હાતી-ધોતી થાય તે વર્ષની દીવાળીયે રૂ. ૫૦) રોકડા અગર તેટલી કિંમતનું એક લુગડું વહુને અપાય છે, તથા તે જ હોળીયે રૂ. ૨૫) નો સાળુ વહુને અપાય છે.

---




## પ્રકરણ ૭.

### સીમંતોન્નયનની રીત.

૧. વરને ત્યાં લીટી કરવી:–કોઇને ત્યાં શુભની નાત હોય છે તો તે દિવસે લીટી કરવામાં આવે છે, ને માત્ર પોતાનાં સગાંને શીરાવવાનું આમંત્રણ કરી જમાડાય છે,–અગર જો તેમ નથી હોતું તો કરતી ચાર નાત પૈકી એક નાત કરીને પણ લીટી કરાય છે

૨. લીટી કરવાની, ગણેશપૂજનની, તથા વૃદ્ધશ્રાદ્ધની રીત–સદર રીતે જનોઇના પ્રકરણમા જણાવ્યા પ્રમાણે કરાય છે. જુવો પૃ. ૭, ૮, ને ૧૨

૩. વડકાં મોકલવાની રીત:–કન્યાને પીયર, સીમંતોનયનના એક દિવસ આગમચ મીંઢ મણ ૦ા ને ચણા શે. ૫ પલાળી રખાય છે. સીમંતોનયનને દિવસે સદર વડકાંથી ભરેલો ટોપલો નં. ૧, તેલ શે. ૧ા તથા રૂ. ૦ા, એટલી વસ્તુઓ વરને ત્યાં મોકલવામાં આવે છે. તે લાવનારને ટકો ૧ આપવામાં આવે છે. કન્યાવાળાંને ત્યાં થોડાંક વડકાં વધારે કરવામાં આવે છે. વધારાનાં રહેલાં વડકાંમાંથી થોડાં થોડાં વડકાં પોતાનાં સગાંમાં કન્યાવાળાં વહેંચે છે.

૪. ઘરનો ઝાર:–કન્યાને, પોતાને પીયરથી દાંતની ચુડીઓનો ઘર પહેરાવાય છે. (પહેલાં, સીસમની ચુડીઓ નં. ૭ વગર મઢેલી પહેરાવતા, અને અડધાની આશામીરાણા ઘેરથી મઢાવીને પહેરાવતા.) સદર દાંતની ચુડીઓ પહેરાવીને કન્યાને, સાસરે પગે લાગવા મોકલાય છે, ત્યાં ઘરનો ઝાર કરાય છે, તેમાં સાસુને રૂ. ૧) માળ સસરે રૂ. ૦I તથા બીજાં અડીને સગાંને ટકો ટકો અપાય છે. ત્યારબાદ સાસુ તરફથી વહુને એક કમખો અપાય છે.

૫. રાખડી બાંધવાની રીત:—ગણેશપૂજન કર્યા પછી, નણંદ પોતાની ભાભીને–સીમંતિનીને–રાખડી બાંધે છે. પ્રથમ ગઢપાણીના કાળા લુગડાની સીવેલી રાખડી જેમાં હનુમાનની મળી અને ચાર ચકલાની ધુળ રાખવામાં આવે છે તેવી રાખડી બાંધે છે, ત્યારબાદ

રૂપાની રાખડી સોનાનાં મોરવાળી કોઇ રૂ. ૨૦)ની ને કોઇ રૂ. ૯) ની, પોતાની શકિત મુજબ બાંધે છે. સદર રાખડી બાંધ્યા બદલ કન્યાવાળા, રાખડી બાંધનાર નણંદને રૂ. ૨) આપે છે.

૬. **રાખડી બાંધવાનો ઝારઃ**-વિગત, ઘરના ઝારની માફક કલમ નં. ૪ માં જણાવ્યા પ્રમાણે વહુ તરફથી કરાય છે.

૭. **જન્મપત્રિકા લાવવાની રીતઃ**-વરવાળાને ત્યાંથી, સીમંતિની સ્ત્રીનો દીયર, અથવા ભાણેજ, અગર અડીને સગો, પુરૂષ, વાજતે ગાજતે કન્યાવાળાને ત્યાં સીમંતિની સ્ત્રીની જન્મોત્રી લેવા જાય છે. તેને કન્યાવાળા તરફથી, જન્મપત્રિકા અને રૂ. ૧ અપાય છે.

૮. **માતા આણવાની રીતઃ**-ઉત્સાહ અને ઇચ્છા હોય તો માતા લવાય છે. તેની રીત જનોઇના પ્રકરણમાં જોઇ લેવી. જુવો પૃષ્ઠ. ૯-૧૦-૧૧. જાનીના કુટુંબમાં છોકરાના પ્રત્યેક પગરણે માતા આણવાની રીત હોય છે.

૯. **ફરાળ કરાવવાની રીતઃ**—સીમંતિની સ્ત્રીને, તેને સાસરે ખરકી, કેળાં ને મોંયશીંગોનો દુધનો ફલાહાર બપોરે કરાવવામાં આવે છે. એ ફલાહારમાં તળેલો કોઇ પણ પદાર્થ, દાખલા તરીકે તળેલા બટાટા કે રાજગરાની પૂરી કે એવું કંઇ ખપમાં આવતું નથી.

તે ઉપરાંત તેને વળાવતી વખતે વર-પક્ષને ત્યાં કન્યા-પક્ષ તરફના કોઇ સગાને શીરાવવાનું કહેવામાં આવે છે. તે માણસને જમાડયા બાદ ટકો આપવામાં આવે છે.

સીમંતિની સ્ત્રીને ફલાહાર કરાવી રહ્યા પછી, ગોળ શે. ૧, રૂ. ૧), અને દૂધે ભરેલો શંખ નં. ૧ એટલી ત્રણ વસ્તુ એક ત્રામકમાં મૂકીને, તે ત્રામક વહુના હાથમાં આપવામાં આવે છે. તે વહુને તેનાં સગાંમાંથી એક છોકરો તેડવા આવે છે. સદર વસ્તુ તથા છોકરાને લઇ વહુ, પોતાના બાપને ઘેર જાય છે. ત્યાં છોકરાને ટકો આપી વદાય કરવામાં આવે છે, ને પેલા શંખમાંનું દૂધ, વહુને કપાળે ને પગે રંગવાના કામમાં લેવાય છે.

ત્યાર બાદ વહુનું માથું દામવામાં આવે છે ને ત્યાર બાદ તે સીમંતિનીને શણગારવાની રીત ચાલે છે.

૧૦. **વાઘ બનાવવાની રીતઃ**—જ્ઞાતિમાં એવી માન્યતા છે કે સીમંતિની સ્ત્રીના શરીર ઉપર ત્રણ મણ સોનું ચઢવું જોઈયે; તેની ખાતર તથા સુવાવડમાંથી સહીસલામત નાહીધોઈ ઉઠવું તે બીજો જન્મ થવા જેવું ગણાયાથી તે સીમંતિની સ્ત્રીનું આખું શરીર દાગીનાઓથી ભરી-જડી-દેવામાં આવે છે. તે નિમિત્તે આખી નાતમાંથી દાગીના ઉધરાવાય છે, ને પછી રૂ, ગાદીયો, પાટા એવું એવું લપેટીને લગભગ આખે શરીરે દાગીના ચઢાવવાનું શરૂ થાય છે. આ રૂઢી અનેક રીતે નુકસાનકારક છે. સીમંતિની સ્ત્રી ભાગ્યે શ્વાસ લઈ શકે ને મુંઝાઇ જાય એટલો બધો દાગીનાનો ભારો લાદવામાં આવે છે. તેમાં, કંઈ પડે કે ખોવાય, તુટે, ભાંગે, ત્યારે પારકો દાગીનો ભરી આપવો પડે ને નામોશી આવે તે નફામાં. હવે ધીમે ધીમે એ રૂઢી ઘસાતી જાય છે ને માત્ર અડીને સગાંના ઘરમાં જે દાગીના હોય છે તેટલા જ પહેરાવાય છે. અસલની રીતના પ્રમાણમાં આ રૂઢી બહુ ઘસાઈ ગઈ છે તથાપિ તેમાં સુધારાનો પુષ્કળ અવકાશ છે ને સુશિક્ષિત સ્ત્રીઓ પોતે જ મન ઉપર લેઇ શરીરની સુંદરતા ને સુખાકારી સચવાય એટલો જ દાગીનો પહેરાવવાની રીત કહાડે ને નિભાવે ત્યારે જ બને.

૧૧. **પાટ પહેરાવવાની રીતઃ**—ભાદરવાકનું બત્રીસ હાથનું લુગડું નાતમાં એક કે બે ધનવાનોને ઘેર હોય છે. તે સવારના પહોરમાં માગી આણી તેનાં કોરપાલવ કંકુના પાણીમાં બોળી રાખવામાં આવે છે. સીમંતિની સ્ત્રીને શણગારી રહ્યા પછી, લગભગ સાંજુકા પહોરની વખતે, સાસુ અને તેનાં અડીને સગાં પાટ, રેજો લઇને, સીમંતિની સ્ત્રીને પહેરાવવા માટે વાજતે ગાજતે વહેવાઈને ઘેર જાય છે. અદર પાટ તે, સૌભાગ્યવતીને પહેરાવી રહી, આંડ, પાંચ પાન, પાંચ સોપારી, ચોખા, રૂ. ૧) ને રેજો તેના હાથમાં અપાય છે. પાટ પહેરાવી રહ્યા પછી, તે સીમંતિનીનો ભાઈ અગર તેવો કોઈ સગો, તેને મોડ પહેરાવે છે ત્યાર બાદ સીમંતિનીની સાસુ તે સૌભાગ્યવતીના હાથમાં પાંચ પાન નાળીયેર નં. ૧ ને રૂ. ૧) મૂકે છે. અધવણીનાત ફરી આવ્યા પછી વેદી

આગળ સીમંતની સ્ત્રી બેસે છે તે વખતે સદર રૂપીયો તે સૌભાગ્યવતીનાં પીહેરીયાં કાઢી લે છે.

૧૨. **અઘયણીનાત ફેરવવાની રીતઃ**—આવી રીતે તયાર થયેલ સીમંતિની સ્ત્રી, 'અઘયણીનાત' ના (અગ્રહિણી?) નામથી સંબોધાય છે. ત્યાર બાદ નાતનાં બૈરાં ઘણુંકરાઈ એકઠાં થાય છે એટલે તે સીમંતિની સ્ત્રીની આસપાસ બંને બાજુએ, તેની મા અને સાસુ ઉભાં રહી તેની પાન ને નાળીયેરવાળી પસલી ઝાલે છે. તે સૌભાગ્યવતીને માથે શાલ કે ચંદરવો ઓઢાડવા વરપક્ષ તરફથી ચાર છોકરાઓ આવે છે તે સીમંતિનીના માથા ઉપર સદર શાલ ઉંચે ધરી રાખે છે ને તેમની પાછળ નાતનાં બૈરાં હોય છે. એવી રીતે અઘયણીનાત વાજતે ગાજતે પીહેરથી નિઃસરી સાસરે જાય છે. તે વખતે તેની સાથે તળાસળું મોસાળું ને માટલી મોકલાય છે તેની વિગત નીચે આપેલ છે. કેટલાક આ અઘયણીનાતને આખું ચકલું ફેરવી સાસરે લઇ જાય છે ને કેટલાક પરભાર્યો જ જાય છે. અમદાવાદમાં સીમંતિનીને પાલખીમાં બેસાડી ફેરવાય છે, ને પેટલાદમાં, સાંભળ્યા પ્રમાણે રથમાં બેસાડાય છે. એ પદ્ધતિથી તે સૌભાગ્યવતીને ત્રાસ ને શ્રમ ઓછો તથા ઘરેણું ખોવાવાનો સંભવ પણ તેટલો ઓછો. નડીયાદમાં તો હજી સુધી ચલાવીને જ લઇ જાય છે. એક બે દાખલામાં પીહેર સાસરાથી બહુ જ દુર હોવાથી ગાડીમાં બેસાડીને ચકલા સુધી સીમંતિની સ્ત્રીને લાવવામાં આવેલ ને પછી હીંડાડીને લઇ ગયેલ પરંતુ તે માત્ર અપવાદ રૂપે જ.

૧૩. **મોસાળું ને તાળાંસળું**:—જનોઇના મોસાળા મુજબ જુઓ પૃ. ૧૩. કલમ ૧૩ ક અને છ, તથા તે ઉપરાંત વધારામાં એક છાબડી ને તેમાં ચાર પરમીંડા મુકાય છે. આમાંથી તળાંસળું વહેલું કે મોડું પણ મોકલી શકાય છે.

ક. **માંમેરાનાં લુગડાં**:— સાડી કે અંબર, ઘરસાડી, કુસુંબાનો સાળુ, મશરૂનો ચણીયો, કમખા નં. ૨, માંડ, રામણદીવો,—એટલી વસ્તુઓ રોપલામાં મુકી લઈ જવાય છે. તે સાથે એક માટલી રાખ-

વામાં આવે છે તેમાં ચોખા શે. ૧૧. ત્રાંબાનું કાંડીયું નં.૧, રૂપાની વાટ ને નાળીયેર નં. ૧ તથા રૂ. ૧) મૂકી મોકલવામાં આવે છે. મામેરૂ ને માટલી અધયણીનાતની જોડે જાય છે.

એ પ્રમાણે વાજતેગાજતે અધયણીનાત સાસરાને ઘેર પહોંચે ત્યારે સાસુ મ્હોં જોઇને રૂ. ૭) આપે છે ને પછી તેને પોંખીને ઘરમાં લે છે. પોંખવાની રીત માટે જુઓ પૃ. ૫૦ કલમ ૨૭.

૧૪. કર્માન્તર:—પછી સીમંતિની સ્ત્રીને વેદી આગળ એક બાજઠ ઉપર બેસાડાય છે, ને ત્યાં આગળ ઉમયડાનો હાર તેને પહેરાવાય છે. ત્યાં ગોર ને તે સ્ત્રીનો પતિ પ્રથમથી બેઠેલા હોય છે. ગોર તે દંપતી પાસે કેટલું એક કર્માન્તર કરાવે છે. અસલના વખતમાં શરમની લાગણીથી આ કર્માન્તર વખતે સીમંતિનીનો પતિ નહોતો બેસતો પણ તેનો સસરો કે બીજું કોઈ બેસતું. હવે પતિ જ બેસે છે ને શાસ્ત્રની રીત પુરી સચવાય છે.

એક પાસ એ પ્રમાણે કર્માન્તર ચાલે છે ત્યારે બીજી પાસ તે દરમ્યાન અધયણીનાત સાથે આવેલા સ્ત્રી વર્ગમાં ગોળપાપડી વહેંચાય છે. (સદર ગોળપાપડીમાં લોટ, ઘી ને ગોળ સરખે ભાગે હોય છે) સીમંતિની તરફનાં પસલી ઝાલી આવનારને ગોળપાપડી થાપેલી એવી એક થાળી આપવામાં આવે છે. બીજાં સર્વાંને પડીયામાં ચોસલાં આપવામાં આવે છે તથા જે પુરુષ મામેરૂં કરવા આવ્યો હોય તેને પણ એક પડીયામાં આપવામાં આવે છે. જે બેરાં અધયણીનાતને ઘરેણું પહેરાવવા ગયાં હોય તેમને પણ પડીયામાં ગોળપાપડી અપાય છે. પરંતુ કોઇ કારણથી વર-પક્ષવાળા સદર પહેરાવનારને ગોળપાપડી નથી આપતા તો વરની સાસુ પોતાની થાળીમાંથી સદર ઘરેણું પહેરાવનારને ગોળપાપડી વહેંચી આપે છે. સીમંતિની સૌભાગ્યવતીને પોતાને ગોળપાપડી અગર મગજના લાડુનો ભાર શે. ૪ અપાય છે.

૧૫. ઉસટ મારવાની રીત:—વેદી આગળ સીમંતિની સ્ત્રીની કર્માન્તરની ક્રિયા પૂરી થયા પછી તેને ત્યાંથી ઉઠાડી, ઓરડાને ઉમરે

બેસાડવામાં આવે છે. ત્યાર બાદ તે સીમંતિનીના ભાણેજ અગર દીયરને ત્યાં બોલાવવામાં આવે છે, તે પોતાનો જમણો હાથ કંકુવાળો કરી તે સીમંતિનીના જમણા ગાલે અડકાડે છે–તે રીતને **બૂસટ મારી** કહેવાય છે ને તે રીત કરનાર બૂસટીયો કહેવાય છે. બૂસટમારનારને રૂ. ⦁। સીમંતિની સ્ત્રીનાં પીહેરીયાં તરફથી અપાય છે. ત્યાર બાદ તે સીમંતિની સ્ત્રીને પાસેના કોઈ સગાંના ઘરમાં લઈ જવામાં આવે છે ત્યાં તેને એકાંત ને સહીસલામત જગાએ બેસાડી તેનાં અંગ ઉપરનાં સર્વે આભૂષણો કાઢી લેઈ ખપપૂરતાં રખાય છે.

૧૬. **માંમેરૂં કરવાની રીતઃ**—સીમંતિની સ્ત્રી પક્ષનાં પીહેરીયાં તરફથી મામેરૂં કરવામાં આવે છે તે નીચલી વિગતેઃ–સસરાને રૂ. ૨), સાસુને રૂ. ૪), વડસાસુને રૂ. ૧), કાકાજી, મામાજી દરેકને રૂ. ાા તથા માસાજી, ફુઆજી ને નણંદોઇને જણુ દીઠ રૂ. ા અપાય છે. વળી નણંદો, માશીજી, મામીજી તથા કાકીજી એ દરેકને રૂ. ાા લેખે, અને ફોઇ, કાકી, માશી, નણંદ પૈકી દરેકનાં છોકરાંને જણુ દીઠ રૂ. ૦)= અપાય છે. ગોર દક્ષણાનો રૂ. ાા, પંજવારનો રૂ. ાા નાતનો રૂ. ાા, ને ત્રાંસાંનો રૂ. ાા અપાય છે. સદર મામેરૂં કરવા આવનારને સીમંતિનીને સાસરેથી રૂ. ૧) આપવામાં આવે છે.

૧૭. **પાટ ઉઠયાનો ઝારઃ**—ઉમરેથી ઉઠી સીમંતિની સ્ત્રી વદાય થાય તે વખતનો ઝાર નીચે મુજબઃ—રૂ. ⦁ાા સાસુને, રૂ. ા માળ સાસરે, તથા અડીને સગાં હોય તેને ટકા ટકા મુજબ.

તે દિવસે વરવાળાને ત્યાં નાત હોય તો સીમંતિનીનાં પીહેરવાળાં ઘેરજમતાં કરે છે.

૧૮. **ધીમા મોઢું જોવડાવવાની રીતઃ**—સીમંતોન્નયનને દિવસે વરવાળાને ત્યા કર્મોન્તર કરતી વખતે, ઘીની વાડકીમાં સીમંતિની સ્ત્રીને 'પોતાનું મોઢું' જોવડાવે છે. તે જ મ્હોં જોયાની ઘીની વાડકી રાત્રે નાતમાં જમતા વખતે તે જ સીમંતિની સ્ત્રીને જમવા અપાય છે.

૧૯. સાધરૂ જમાડવાની રીતઃ—સીમંતિની સૌભાગ્યવતી સ્ત્રીને રોજ નવું નવું જમણ કરી વહુનાં શ્વસરાપક્ષનાં સગાં ને સાસરીયાં વારાફરતી જમાડે છે. જેને જેને ત્યાં મોસાળું વહેંચાયું હોય છે તે સર્વેએ પણ સીમંતિની સ્ત્રીને એક દિવસ જમાડી કંઇક આપવું પડે છે. તેમાં સારૂં લુગડું કે સાળુ અગર ઉચક રોકડું અપાય છે. મોસાળું આવ્યું હોય તેમાંથી છ આનાવાળા બે આના રાખી લેઇ ચાર આના પાછા આપે છે. આ રીત સીમંતિનીને ગાડવો આપતા લગી કરાય છે.

૨૦. ગાડવો આપવાની રીતઃ—શુભ દિવસ હોય તે દિવસે ગાડવો અપાય છે. તે દિવસે કોઇને ત્યાં શુભની નાત હોય તો કંઇ નહિ, ને ન હોય તો કરની નાતમાંની એક નાત કરવામાં આવે છે.

ગાડવાની વિગતઃ—ગાડવો ઘીજીને ચીતરેલો હોય છે તેમાં ચોખા શે. ૧|, નાળીયેર નં. ૧, સુતરનો ફાળકો નં. ૧, રૂ. ૧) રોકડો, વીંજણો નં. ૧, ગોળ અગર પતાસાં શે. ૧|, કમળકાકડી નં. ૫, ખારેક નં. ૫ ને સોપારી નં. ૫ મુકાય છે.

ગાડવો લેવા આવનારને જમાડીને ટકો એક અપાય છે.

૨૧. ગાડવાનો ઝાર કરવાની રીતઃ—સદર રીત ઘરના ઝારની રીત મુજબ કરવી તે માટે જુઓ પૃષ્ઠ ૭૪ કલમ ૪.

૨૨. વદાય કરવાની રીતઃ—સીમંતિની સ્ત્રીને વદાય કરે ત્યારે, તેને કંસાર જમાડવામાં આવે છે; સાર બાદ ગોળ શે. ૧| અને રૂ. ૧| આપી વદાય કરે છે.

સીમંતિની સ્ત્રીને પોતાને સાસરેથી વદાય કર્યા પછી, તેનાથી તે ઘરમાં પગ મુકાતો નથી, તે ઠેઠ છુટા છેડા થયા પછી તે ત્યાં આવી શકે છે.

૨૩. સૂવાવડ કરવાની રીતઃ—પહેલા ખોળાની સુવાવડ સિવાયની પાછળી દરેક સુવાવડ વખતે રૂ. ૧૦) અગર રૂ. ૧) વર-

વાળા તરફથી તે ગર્ભવતી સ્રીને વિદાય કરતી વખતે અપાય છે. અડધા ને પાયલાની આશાખીવાળા અગર તેવા કેટલાક સદર રૂપીયા માંથી શકનનો માત્ર રૂ. ૧) રાખી લઈ બીજા રૂપીયા પાછા આપે છે.

૨૪. પલ્લાનું ઘરેણું ઘડાવવું:-બહુ પુખ્ત ઉમરની થતાં પલ્લાનું ઘરેણું ઘડાવાય છે. તેની જે ઘડાઇ થાય તે વરવાળાને આપવી પડે છે. તેનું ખર્ચ આશરે રૂ. ૫૦) જેટલું થવા જાય છે. કેટલાક લગ્ન વખતે રીતભાતમાં પણ આ કાપી લે છે.

૨૫. સીમંત પછી અગર સીમંત વખતે આપવાનાં લુગડાંની રીતઃ-રૂ. ૧૬) ધીમનો સાળુ, રૂ. ૨૫) બીજો મોરો સાળુ તથા રૂ. ૫૦) તાસતાના મળી કુલે રૂ. ૯૧) શીહાશાઇ-તેનું કેટલાક બારે લુગડું કરાવે છે ને કેટલાક નથી પણ આપતા.



# પ્રકરણ ૮.

## વ્રતોદ્યાપનાદિ ધર્મ-કર્મમાં આવશ્યક સામગ્રી.

૧. ગર્ભસુભગા (ગરભસો) તે ભાદ્રપદ સુદિ ૩ આવે છે.

૧. તલાવ ઉપર પ્રાયશ્ચિત્ત સમયે:—ધોળો કડો હાથ ૧નો, કસલી, તરભાણી, છુટા પૈસા રૂ. ૦ાા, ગૌદાન રૂ. ૦ાા= અગર યથાશકિત ઓઢું વધતું, શ્રીફળ નં. ૧, લોટો, પવાલુ, આચમની, ચોખા શે. ૦ાા, ગોમય, ગોમૂત્ર, ગંગાજળ, ભસ્મ.

૨. મંડળ:—મણ ૧ા, તેમાં ચોખા શે. ૮, જાર શે. ૭, ઘઉં શે. ૭, મગ શેર ૭, દાળ શે. ૭, કાંગ શે. ૭, અડદ શે. ૭, સોનાની મૂર્ત્તિ નં. ૧, મૂર્ત્તિ રૂપાની નં. ૧, દીવી કોડીયા સાથે નં. ૧, કસલી, તરભાણી, પોતીયું નં. ૧, નાળીએર નં. ૧, રેજો નં. ૧, ઉપાડનું લૂગડું નં. ૧.

૩. મંડળ ઉપરના ઘડાની વિગત:—ઘડા નં. ૧૬, નાળીયેર નં ૧૬ અગર શ્રમ હોય તો કસલી નં ૧૬, પોતીયાં નં. ૧૬, કોડીયાં નં. ૧૬, દીવીયો નં. ૧૬, દરેક ઘડામાં પૈસો ૧, બ્રાહ્મણ નં. ૧૬ ને જણ દીઠ દક્ષિણા આનો ૧.

૪. ઘડા ઉપર છાબડીયો વિશેષ:—છાબડીયો નં. ૧૬, રેળ નં. ૧૬, કાંશકી નં. ૧૬, ચલાણાં નં. ૧૬, કોડીયાં સેર નં. ૧૬, દર્પણ નં. ૧૬, ડાબલીયો નં. ૧૬, કંકાવટી નં. ૧૬, ચાંલ્લા નં. ૧૬, બંગડીયો નં. ૩૨, કંકુ શે. ાા, ઉન શે. ાા, છૂટા પૈસા નં. ૧૬.

૫. ઉમા-મહેશ્વર:—ધોતીયું, લૂગડું, ચણીયો, કમખાનો રેલો તથા દક્ષણાના પૈસા નં. ૨.

૬. પદ:—કાંસાની થાળી, કાંસાની વાડકી, લોટાકસલી, સીધું થાળીમાં પૂરેલું, દક્ષણા પૈસો ૧.

૭. ઘૃતપાત્ર:—કાંસાનો વાડકો ઘૃતે પૂરીને; દક્ષણા પૈસો ૧.

૮. તલપાત્ર:—ત્રાંબાનો વાડકો તલ ભરીને; દક્ષણા પૈસો ૧.

૯. દોરીલોટો:—લોટો, દોરી, દક્ષણા પૈસો ૧.

૧૦. છત્રી:—છત્રી નં. ૧ દક્ષણા પૈસો ૧.

૧૧. જોડા:—જોડા જોડી ૧, દક્ષણા પૈસો ૧.

૧૨. પૂજાનો સામાન:—ખાસની નં. ૧, ટોપી નં. ૧, ગૌમુખી નં. ૧, માળા નં. ૧, પવિત્રી નં. ૧, પાદુકા જોડી ૧, પવાલું નં. ૧, આચમની નં. ૧, ત્રામક નં. ૧, અરઘીયું નં. ૧, દક્ષિણા પૈસો ૧. ગર્ભસા ઉપર ઉપાડનું લૂગડું ૧.

૧૩. બીજે દિને ગર્ભસુભગાની કથા સાંભળવી જોઇયે. હાલ જે વ્રત થાય છે. તે ખરી રીતે હરતાલિકા વ્રત થાય છે, કારણ હરતાલિકાની કથા વંચાય છે. ગર્ભસુભગાની કથા હરતાલિકાની કથાથી જુદી છે.

૨. ઋષિપંચમી:—તે ભાદ્રપદ સુદિ ૫ આવે છે.

૧. સ્નાનસમયે:—રૂ. ૦-૨-૩.

૨. **ગણપતિપૂજનસમયે**—રાતો કકડો નં. ૧, ઘઉં શે. ૧, શ્રીફળ નં. ૧, વરૂણીના બ્રાહ્મણને પૈસા નં. ૮, પ્રચૂર્ણ છૂટા પૈસા રૂ. ૧।ના, મહાપૂજાનો રૂ. ૧। અગર યથાશક્તિ, પૂજાપો, નૈવેદ્યમાં ગોળ ને ઘૃત, પંચામૃતમાં દૂધ, દહી, ઘી, મધ, ખાંડ, સુતર કોકડીનું, નાડું.

૩. **મંડળ શે. ૨૫.**—ચોખા શે. ૪, દાળ શે, ૩।।, મગ શે. ૩।।, અડદ શે. ૩।।, જાર શે. ૩।।, કાંગ શે. ૩।।, ઘઉં શે. ૩।।, સોનાની મૂર્તિ નં. ૧, રૂપાની મૂર્તિ નં. ૧, કોડીયા સાથે દીવી નં. ૧, કસબી તરભાણી ને ઉપાડનું ધોતીયું નં. ૧.

૪. **ઋષિનો સામાનઃ**— આસની, ગૌમુખી, ટોપી, માળા, પવિત્રી, પાદુકા જોડી, ત્રાંબડ, પવાલુ, આચમની, અરઘીયું, ધોતીયું, વંચીયું, રૂમાલ, દીવી, કોડીયું, જનોઇ જોરા, ઘડો કોડીયું,—દરેક વસ્તુ નં. ૮, તથા વરુણીના બ્રાહ્મણને દક્ષણા પૈસા ૪ મુજબ.

૫. **વંશપત્રી:**—છાબડી, રેંજો, દર્પણ, કંકાવટી, ચલાણું, ચાંદલો, ઉનનો કકડો, કાજળ, કીડીયાં સેર, ડાબલી નં. ૨, અંગઠીયો નં. ૨, ને દક્ષણાનો પૈસો ૧.

૬. **બીજો સામાન**:—ઉમામહેશ્વર, પદ, ઘૃતપાત્ર, તલપાત્ર, દોરીસોટો, છત્રી, જોડો, તથા દક્ષણાના પૈસા નં. ૨ ઉમામહેશ્વર ઉપર, ને બાકી પ્રત્યેક ઉપર એક પૈસા લેખે. જુવો પૃષ્ઠ ૮૨. કલમ ૫ વિગત માટે.

૭. **બીજાં દાન**:—ભૂમિદાન રૂ. ০।।, ગોદાન રૂ. ০।।, શનિદાન રૂ. ০।। અગર યથાશક્તિ ઓછું વધતું.

૮. **માળીનો સામાન**:—હાર નં. ૨૦, ઉમેડાનાં દાતણ નં. ૧૦૮, ફુલ, બીલી, ધ્રો (દુર્વા), પંચપલ્લવ, ને તુલસીદલ.

૯. **ચાતુર્માસના સામાનની યાદ**:—આષાઢ સુદિ ૧ થી આરંભી આશ્વિન વદિ અમાવાસ્યા પર્યંત ચાલે છે.

૨. પ્રચૂર્ણ સામાન:—કસલી, તરભાણી, પૂજાપો, કોડીયાં સાથે ધડા નં. ૫, શ્રીફળ નં. ૮, પીતીયાં નં. ૬, મૂર્તિ સોનાની નં. ૧, મૂર્તિ રૂપાની નં ૧. ઉમામાહેશ્વર, પદ, દોરીસોટો, ધૃતપાત્ર, તલપાત્ર, છત્રી, જોડો, ને ઉપાડવું લૂગડું—એ સર્વેની વિગત માટે જુવો પૃ. ૮૨ કલમ ૫ થી ૧૧.

૬. એકાદશી ઉદ્યાપન:—

૧. મંડળ મણુ ૧॥ નું:—જાર શે. ૧૦, કાંગ શે. ૧૦, મેંગ શે. ૬, અડદ શે. ૬, ઘઉં શે. ૬, દાળ શે. ૬, ચોખા શે. ૬.

૨. દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત તથા ગણપતિપૂજન:—ઋષિપંચમી મુજબ જુવો પૃ. ૮૨ કલમ ૧ ને પૃ. ૮૩ કલમ ૨.

૩. પ્રચૂર્ણ સામાન:—(ક) પૂજાપો, પંચામૃત, ગોમૂત્ર, ગોમય, સોપારી, ચોખા, ફુલ, તુલસી. (ખ) ઉમામાહેશ્વર, પદ, ધૃતપાત્ર, તલપાત્ર છત્રી ને જોડો—ગર્ભસુભગા મુજબ જુવો પૃ. ૮૨ ક. ૫ થી ૧૧ (ગ) કોડીયાં સાથે ઘડા નં. ૨૫, ફૂલના હાર નં. ૩૦.

૪. દક્ષિણા:—મંડળ ઉપર રૂ. ૧॥=, આચાર્ય દક્ષણાનો રૂ. ગોરને, વરૂણીના બ્રાહ્મણ નં. ૨૪ ને પૈસા નં. ૫ જ્યુદીઠ, તથા ગૌદાનના રૂ. ૦)= અગર યથાશક્તિ ઓછું વધતું.

૫. ચાતુર્માસના લાડુ કસણી આપવાનો સામાન:—આટો શે. ૮॥, ધૃત શે. ૨)=, ગોળ શે ૨)=. કેટલાક કહે છે કે, દરેક લાડુ શે. ૦॥ નો એવા કુલ ૧૨૦ લાડુ, જનોઈજોટો નં. ૧ ને પૈસો ૧ એમ એક એક બ્રાહ્મણને આપવુ જોઇએ, તેની મુદત આસો માસથી કાર્તિક સુ. ૧૧ પહેલાંની છે.

૬. બ્રહ્મભોજન:—શક્તિ હોય તો સમસ્ત જ્ઞાતિભોજન અગર અમુક સંખ્યામાં બ્રહ્મભોજન.

૭. સોમપ્રદોષ-ઉદ્યાપન:—

૧. દેહશુદ્ધિપ્રાયશ્ચિત સમયે—ધોળો કકડો નં. ૧, ચોખા શે. ૧, સોપારી શે. ૦॥, કસલી તરભાણી, સોનાની મૂર્તિ નં. ૧, પૂર્વાંગ ને ઉત્તરાંગ પ્રાયશ્ચિત બન્નેના મળી રૂ. ૧॥, મુદ્રાપણનો રૂ. ૦॥, ગૌદાનનો રૂ. ૧॥.

૨. મંડળ મણ ૧૧:—ચોખા શે. ૭ા, ઘઉં શે. ૭ા, મોગ શે. ૭ા, અડદ શે. ૭ા, દાળ શે. ૭ા, જાર શે. ૭ા, કાંગ શે. ૭ા.

૩. પદ:—ઉમામાહેશ્વર, ધૃતપાત્ર, તલપાત્ર, દોરીલોટો, ઉપાનહ (જોડા), છત્રી, છાબડી, (જુવો પૃ ૮૨ ક. ૫ થી ૧૧, પૃ. ૮૩ ક. ૫.)

૪. માળીનો સામાન:—હાર નં. ૩૦, બીલીપત્ર નં. ૧૦૮, દુર્વો, ફુલ, ને પંચપલ્લવ.

૫. સવિશેષ સામગ્રી:—સોનાની મૂર્ત્તિ ઈશ્વરની નં. ૧, રૂપાની મૂર્ત્તિ પાર્વતીની નં. ૧, નંદી રૂપાનો નં. ૧, છત્ર રૂપાનું નં. ૧, કળશ તરભાણી ત્રાંબાનાં.

૬. પૂજનસામગ્રી:—પંચામૃત, ગોમૂત્ર, ગોમય, કંકુ શે. ૦।, અબીલ શે. ૦|~, ગુલાલ શે. ૦।, સિંધુર શે. ૦|~, સર્વોપરિ શે. ૦|~; કપુરકાચલી, ધઉંલા નખલા, ઉપલેટ, ગોરૂ ચંદન, ને મળીઆગરૂ એ પાંચ વસ્તુઓમાંની પ્રત્યેક એક એક પૈસાની; કેસર વાલ ૧, અગરબત્તી રૂ. ૦|~, કપુર રૂ. ૧|| ભાર આરતી સારૂ, સાકર શે. ૦।, ખારેક ટોપરૂ શે. ૦|~, બદામ શે. ૦|~, પીસ્તાં શે. ૦|~, એલચી તોલો ૦॥, જાયફળ નં. ૧, તજલવિંગ પૈસા ૧ નાં, સોપારી શે. ૩, પાન નં. ૩૦, ખડી શે. ૦।, સુતરની કોકડી, નાડું શે. ૦|~.

૭. પ્રચૂર્ણ સામાન:—કોડીયાં સાથે ઘડા નં. ૧૩, શ્રીફળ નં. ૧૮, પોતીયાં નં. ૧૩, આચમની નં. ૧૩, ગૌમુખી નં. ૧૩, માળા નં. ૧૩, પવિત્રી નં. ૧૩, પવાલાં નં. ૧૩, આચમની નં. ૧૩, અરઘીયાં નં. ૧૩, તરભાણાં નં. ૧૩, કોડીયાં નં. ૧૪, દીવીયો નં. ૧૪, મુખાવલોચનનું છાલીયું નં. ૧, તથા ધોતીયું ઉપાડનું નં. ૧.

૮. બ્રાહ્મભોજન:—શક્તિમુજબ.

૮૦ નવચંડી.

૧. કુંભારનો સામાન:—હોમની મૃત્તિકા, ઈટો કાચી નં. ૭૫, કુંડાં નં. ૩, ઘડા નં. ૬, શકોરાં નં. ૧૫.

૨. ધાન્ય વિગેરે:—ઘઉં શે. ૨॥, ચોખા શે. ૧૫ ખીર સાથે, અડદ શે. ૦॥, તલ શે. ૫, જવ શે. ૧|, ચણા શે. ૧|,

સરસવ શેર ૦)=, હોમનું ઘૃત શેર ૧૦, ચુદર્શ લોટનાં નં. ૧૪ દીવા સારૂ.

૩. ભાજીનો સામાન:—પંચપલ્લવ, તોરણ, પુષ્પ, બીલી, દુર્વા, સમિધ, હાર નં. ૨૦, કેળના સ્તંભ નં. ૪, તથા કેળનાં પાન નં ૪.

૪. પૂજનસામગ્રી:—શ્રીફળ નં. ૫, સોપારી શે. ૨, નાડુ શે. ૦।, ગુલાલ શે. ૦।, અબીલ શે. ૦)–, કંકુ શે. ૦।, સિંધુર શે. ૦)–, હળધર શે. ૦)=, અગરબત્તી શે. ૦)–, સરવાપટી શે, ૦)–, કેસર તોલા ૦)=, કપુરનાં ચકતાં, ચંદન, ત્રાંબડ, પવાલુ, આચમની, થાળી વાડકો કાંસાનાં, લોટો તરભાણી, ટોયડું તરભાણી, જળપાત્ર, છાણું ને કોડીયાં.

૫. સવિશેષ પૂજનસામગ્રી:—નાની મોટી મૂર્તિઓ નં. ૨ સોનાની, પાદુકા ને છત્ર રૂપાનાં, ભૂરૂં કોળું, તલવાર ને અત્તર તોલો ૦।.

૬. વસ્ત્રાદિ:—ચુંદડી હોમવાની, ચુંદડી માતાજીની, પંચીયું નં. ૧, દરીયાઈ કકો નં. ૧, ખાદીનો કકો નં. ૧, રેશમના કકડા નં. ૨.

૭. અલંકાર:—અંગઠીયો નં. ૪, ચાલ્લો, કીડીયાસેર, ચારલું, કાંસકી, ડાબલીયો નં. ૨, પાકું તેલ.

૮. નૈવેદ્યાદિ:—કમળકાકડી શે. ૦।, સાકર શે. ૦।, દ્રાક્ષ શે. ૦॥, જાયફળ શે. ૦)–, બદામ બીજ શે. ૦)=, એલચી શેર ૦)=, પીસ્તાં શે. ૦।, ટોપરૂં શે. ૦॥, ખારેક શે. ૦।, લીલા મેવા જે મળે તે, ખરખી શે. ૦॥, દહીં શે. ૦)=, મધ શે. ૦)–, પાન નં. ૧૦૦, ખાંડ શે. પા, દૂધ મણ ૧। (ખીર સાથે).

૯. પ્રકીર્ણ ઉપસ્કર:—બાજઠ નં. ૫, પાટલા નં. ૧૫.

૧૦. દક્ષિણાદાન:—પાઠ કરનાર બ્રાહ્મણ નં. ૧૦ ને રૂ. ૦। જણદીઠ ગણતાં એકંદર રૂ. ૨॥, આચાર્યને રૂ. ૨), બ્રહ્માને રૂ ૧), પાઠ હોમનારને રૂ. ૦॥, કુમારિકાપૂજનનો રૂ. ૦॥, પ્રચૂર્ણ પૂજન સારૂ છૂટા પૈસા વિગેરે રૂ. પા॥ તથા, ધૃતપાત્ર, તલપાત્ર, મુખાવલોચન, ગૌદાન ને ભુરસી દક્ષિણા.

૧૧. બ્રહ્મભોજન:—યથાશક્તિ.

૯ શતચંડી.*

૧. ગણુપતિપૂજન સમયેઃ—ઘઉં શે. ૧ા, ગોળ શે. ૧ા, ઘૃત શે. ૧ા, તેમાં શે. ા પૂજન વખતે, ને શે. ૧) દીવામાં, હિંગ ચારનું, કંકુ શે. ા, અબીલ શે. ૦)=, ગુલાલ શે. ૦)=, સીંધુર શે. ૦)=, સર્વૌષધિ શે. ૦)=, સાકર શે. ૦)=, અમરબતી શે૦)= ખારેક ટોપરૂં શે. ા, નાડું શે. ૦)–, શ્રીફળ નં. ૧, સોપારી શે. ાા, સુકટ શે. ા.

છૂટા પ્રચૂર્ણ પૈસાઃ-ગણપતિ પૂજનના પૈસા ૭, પાઠના પૈસા ૧૧, જપના પૈસા ૧૬, બ્રહ્મા પૈસો ૧, મહામારી જપના પૈસા ૨, રુ-દ્રિના પૈસા ૫, માતાજીના પૈસા ૪.—કુલ પૈસા ૪૨.

૨ મંડલસ્થડિલ કરવાનું:–રૂ ા કાચી ઈંટો નં. ૭૫, કુંડ સારૂ; ૧)≈ કડીયાની મજુરી.

૩ ઉશીવાણીયાનો સામાનઃ–અતલસ ગજ ૨ા (તેમાં માતાજીનો કમખો ગજ ાા, પાર્વતીનો કમખો ગજ ા, માતાજીનો ચણીયો ગજ ૧ા, પાર્વતીનો ચણીયો ગજ ૧ા મળીને) રૂ ૨ાા= ધાટ ૧ માતાજી સારૂ; રૂ. ાાના ચુંદડી નં. ૧ પાર્વતી સારૂ; રૂ ા ચુંદડી હોમની; રૂ ૧)–ા રાતી ગજીઆણી ગજ ૧ા મહાપીઠ સારૂ.

૩. ા≈ શેલુ માદરપાટનું અડધું હાથ ૪–તેમાં કકડા નં. ૨ ગણપતિ તથા યોગિનીની પીઠો ઉપર, માતૃકાનો કકડો, ધજા નં. ૨ મોટી, તથા ધજા નાની નં. ૨૦ પીઠોની.

રૂ. ૧ાા માદરપાટ સવાગજી ગજ ૨૪,–તેમાં પોતીયાં ત્રણ ત્રણ હાથનાં નં. ૭ (૧ વિધિ, ૧ પુણ્યાહવાચન, ને ૫ પીઠોનાં); બીજા કટકા નં. ૨ બે પીઠો (વાસ્તુની તથા ગ્રહની) ઉપર.–તે ઉપરાંત વધે તો તે શેલામાં ધજાની ભેગું વાપરવું.

૪. કંસારાનો સામાનઃ–ટોપલાં નં. ૬, તરભાણું નં. ૬, લોટો ત્રાંબાનો નં. ૧, આચમની નં. ૧, ત્રાંબડ નં. ૧, અરઘીયું

---

* સદર બાદી નડીઆદમાં શ્રી કાલિકામાતાની દર વર્ષે સરકારી શતચંડી થાય છે તે ઉપરથી ઉતારેલી છે.

નં. ૧, ચોખાનો વાડકો નં ૧, છાલીયાં કાંસાનાં નં. ૨, દીવડાં પીતળનાં નં. ૫.

૫. પૂર્ણાહુતીને દિને પૂજાપોઃ-કંકુ શેર ०।, અબીલ શેર ०।, ગુલાલ શેર ०॥, સાકર શેર ०॥, સર્વૌષધિ શેર ०)~, સુખડ શેર ०।, કપુરકાચલી શેર ०)~, ગુલાલ શેર ०।, અબીલ શેર ०)~, ઉપલેટ શેર ०)~, અગર શેર ०)~, કેસર તોલા ०)~, ગોરોચંદન શેર ०)~, રતાંજળી શેર ०॥, મળીઆગરૂ શેર ०।, અગરબતી શેર ०)~, નાડુ શેર ०।, ખડી શેર ૨, બદામમીંજ શેર ०।, પીસ્તાં શેર ०।, ચારોળી શેર ०॥, દ્રાક્ષ શેર ०॥, જાયફળ શેર ०)~, એળચી શેર ०)~, લવિંગ શેર ०)~ તજ શેર ०)~, તમાલપત્ર શેર ०)~, ખારેક શેર ०।, સોપારી શેર ૫।, મુલો શેર ०)~, પાકુ તેલ શેર ०)~, મરમકકાડ શેર ०)~, મધ શેર ०॥, ગુગળ શેર ૧), કમળકાકડી શેર ०।, શ્રીફળ નં. ૨૭, ખાંડ શેર ૧०॥, સરસવ શેર ०)~, ખસખસ શેર ૧), કપૂર ચકતાં, ટોપરાની કાચલી શેર ०॥, હળધર શેર ०॥.

૬. પૂજન સમયે પ્રચૂર્ણ પૈસાઃ-માતાજીને પગે લાગવાનો પૈસો ૧, ગણપતિપૂજનનો પૈસો ૧, વરુણની કળશપૂજનના પૈસા ૨ મંડપના ગણપતિપૂજનના પૈસા ૨, માતૃકાપૂજનના પૈસા ૨, નાંદી શ્રાદ્ધના પૈસા ૨, મંડપપૂજાના પૈસા ૫, અરજબંધનનો પૈસો ૧, બ્રહ્માને પૈસો ૧, આચાર્યને પૈસો ૧, ઋત્વિગ્ને પૈસો ૧, વાસ્તુ, અગ્નિ ને ગ્રહ એ ત્રણેના મળી પૈસા ૬, મહાપીઠકળશના પૈસા ૨, આવરણ પૂજાના પૈસા ૧૧, મેખલા પૂજાના પૈસા ૩, દિક્પાલ પૂજાના પૈસા ૫, આરતીના પૈસા ૨, અભિષેકના પૈસા ૪, તથા પુણ્યાહવાચન વખતે પૈસા ૧૨ (તેમાં કળશપૂજાના નં. ૨, પૂજનના નં. ૨, શિવાય સંતુના નં. ૪, તથા અભિષેકના નં. ૪ મળીને.)

૭. પ્રચૂર્ણ સામાનઃ-મૂર્તિઓ નં. ૨, સોનાની તથા રૂપાની, દુધ મણ ૧।, હોમ તથા ખીરનું મળીને; પાન નં. ૨००), બરાસ શેર ०॥ નૈવેદ્યની, કટોરાળુ નં. ૧, બીજોરું નં. ૧, તલવાર નં. ૧,

૮. ઉત્તર પૂજન સમયેઃ-માતૃકાનો રૂ. ०॥, પાટા નં. ૪ ઉપરે

પૂજાનો રૂ ૧), માતાજીનો રૂ ૧), કુમારિકા પૂજનના નિષ્ક્રય તરી રૂ. ૭ા, ભૂરસી દક્ષણા, હાજર હોય તે પ્રત્યેકને પૈસો ૧ મુજબ.

૯. માળીનો સામાનઃ-હાર, તોરણ, ફૂલ, બીલી, તુળશી.

૧૦. વેરાનો સામાનઃ-કોથળી, બંગડી નં. ૪, કાજળ· કાંગશી, દરપણ, ચસાણું, ઉન, ચાંલ્લો, કીડીયાસેર.

૧૧. મોદીનો સામાનઃ-દીવડાં માટે ઘઉંનો લોટ શે ૧, ગો· શે ૦ા, ગણપતિપૂજન વખતે (પ્રથમ તેમ જ ઉત્તર મળી) ધૂન મ· ૧)૭ા,(તેમાં મંડપના મંગળ દીવા સારૂ શે ૦ા, પ્રથમ દિવસે ગણપતિપૂજ· સમયે તથા દીવાનું દિન ચારનું મળીને શે ૧ા, ગણપતિપૂજન વખ· શે ૦। તથા હોમનું મણ ૧)ાા શેર મળી કુલે મણ ૧)૭ા શેર); ચોખ· શેર ૨૧ (તેમાં સ્થાપનમાં શે. ૮ તથા ખીરમાં શે. ૧૩ મળી;) તલ શે ૨૦, જવ શે. ૩૭, અડદ શે. ૧ા, ચણા શે. ૧ા, ઘઉં શે. ૯ા (તેમાં અ· રંભને દિવસે શે. ૧ા તથા પૂર્ણાહુતિને દિવસે શે. ૮) મળા) ડાંગર શે. ૨ (તેમાં ની શે. ૨, વરધની શે. ૨, ને હોમની શે. ૨૨) મળીને).

૧૨. દક્ષણાઃ-પાઠના જણ ૧૧ ને રૂ ૨૨), બ્રહ્માને રૂ ૨ા, જપ· ના જણ ૧૬ ને રૂ ૧૬), રૂદ્રિના જણ ૫) ને રૂ ૫), પુજપાના આચાર્ય ને રૂ ૫), મહામારી જપના રૂ ૨), અષ્ટપદીઆને રૂ ૧).

૧૩ ભોજનઃ—વરૂણીના બ્રાહ્મણોને દિન ૪, છેવટે પાંચમે એટલે પૂર્ણાહુતીને દિવસે સદર વરુણીના બ્રાહ્મણો ઉપરાંત વિશેષ બ્ર· ભોજન તેમાં બટુક, કુમારિકા, ગોરણીઓ સાથે થવું જોઇયે. તેન· ઓછામાં ઓછા નીચે મુજબ રૂપૈયા થાયઃ–

રૂ ૫૨ા દક્ષણાના, રૂ ૧૫૦) સીધાના, ને રૂ ૨૨ા પ્રચૂર્ણ સામા· નના મળી કુલે રૂ. ૨૨૫).

બ્રહ્મભોજન વધારે કરે ને સભા દક્ષણા આપે તો ઉપર દર્શાવ્ય· ઉપરાંત બીજા આશરે રૂ ૧૨૫) થાય.

પ્રથમના ચારે દિવસે બ્રહ્મભોજન વધારે કરે ને બ્રાહ્મણોને ઉપ· સર્ગના આમાન આપે તો બીજા વધારે રૂ ૨૫૦) અઢીસેં ને આશરે થાય

૧૪. જપાત્મક શતચંડીઃ—જો જપાત્મક શતચંડી કરવી હોય તો માત્ર ગણપતિપૂજન ને માતાજીના પૂજન પૂરતો જ સામાન જોઇયે ?

એક દિવસ બ્રહ્મભોજન તથા દક્ષણા આપવી પડે. તેમાં પાઠ કરનાર તથા જપવાળાને દક્ષણા આપવી પડે તેમાં રૂ ૭૫) ને આશરે ખર્ચ થાય.

**શતચંડીના સામાનની બીજી યાદી.**

જ્ઞાતિના એક બીજા સજ્જને એક જુદા જ ધોરણ ઉપર રચાયલી યાદી પાઠવેલ છે તે નીચે મુજબ છેઃ—

**૧ પૂજાનો સામાનઃ—** કંકુ શે. ૧।, અબીલ શે. ૦॥, ગુલાલ શે. ૧।, સિંદૂર શે. ૦॥, હળધર શે. ૦॥, સર્વોષધિ શે. ૦)=, સોપારી શે. ૫), અગરબત્તીનું મોટું બંડલ નં ૧, કપુરની ગોટીયો નં. ૨૦, કપુરકાચલી શે. ૦)=, ધઉંલા તોલો ૧), નખલા તો. ૧), કમલ કાકડી (હોમ સાથે) શેર ૦।, શ્રીફલ (હોમ સાથે) નં. ૩૦, પાન (હોમ સાથે) નં. ૨૦૦, કેસર તો. ૦॥, ખારેક શે. ૧), કોપરૂં શે. ૧), ચીનકબાલા શે.૦)=, એલાયચી શે. ૦)=, ચારોળી શે. ૦)=, દ્રાક્ષ શે. ૦)=, જાવંત્રી શે. ૦)-, જાયફળ શે. ૦)=, તજ શે. ૦)-, લવીંગ શે. ૦)-, સુખડ શે. ૦॥, રતાંજલિ શે. ૦।, ગુગળ શે. ૦।, હવન પડીકી શે. ૦)=, સરસવ શે. ૦।, બદામ શે. ૦)=, પંચરત્નનાં પડીકાં નં. ૩, અત્તર, સોનાની મુર્તિ નં. ૧, પંચામૃત, સાકર, (હવન ને ખીર સાથે) શે. ૦॥, સમિધો, પંચપલ્લવ, હાર, છુટાં ફુલ, તોરણ, દુર્વા, તલ (હોમ સારૂ) શે. ૧૦), યવ (હોમ સારૂ) શે. ૧૦), ગોમૂત્ર, પડીયા, પત્રાળાં, પાટલા, છાંણાં, છેડીયાં, લાકડાં, કેળનાં પાન, *દિવાસળીની પેટી, વીંજણો, ઝીઝી* (રંગોળી પુરવા માટે).

**૨. મોદીનો સામાનઃ—** ઘઉં શે. ૭), (બાકળા માટે) અડદ શે. ૧), (બાકળા માટે) ચણા શે. ૧), (દીવડાં માટે) ઘઉંનો લોટ, શે. ૧, હોમને માટે ઘી ઓછામાં ઓછું મણ ૦।, ચોખા શે. ૨૫), પાયસ માટે દુધ (હોમવાની ખીર) મણ ૧।, (પાયસ માટે) ખાંડ શે. ૧૦).

**૩. કુંભારનો સામાનઃ—** ઈટો તથા માટી (કુંડ માટે), ખડી અથવા ચુનો (કુંડ ધોળવા માટે), કુંડાં નં. ૧૫, ઘડા નં. ૫ કોડીયાં નં. ૨૫.

૪. પ્રકીર્ણ ઉપસ્કરઃ—સુંદડી, અંગરીયો, કાંસકી, આટલું, અલાણું, ટપકીયો (ચાંદલા), લાલ કકડા નં. ૩, પીળા કકડા નં. ૩, લાલ ગજીઆણી ગજ ૧ા (માતા ઉપર યંત્રમાં મંત્ર કાઢવા સારૂ), પંચીયાં નં. ૮ (તેમાં સ્થાપન સારૂ નં. ૫, વરધની કળશ ઉપર નં. ૧, પુણ્યાહવાચન સારૂ નં. ૧, કુંડ ઉપર-જો કોઇ ઓરાડે છે ને કોઇ ઓરાડતા નથી તે-નં. ૧ મળીને) માતાજી સારૂ વસ્ત્ર, માતાજી આગળ મુકવા માટે તરવાર, નં. ૨, કાંટાકોળું નં. ૧, આચમની, પવાલું, ત્રાંમડ, સ્થાપન માટે લાકડાના બાજઠ (એક વચમાં મોટો ને ચાર નહાના), નં. ૫, શંખ, ઘંટા, કુંવારીકા તથા બટુકને માટે વસ્ત્ર, વરુણના બ્રાહ્મણો માટે ફલાહાર, પૂર્ણાહુતિને દિવસે હોમની ગાડી ૧, તથા નાડું શી. ૦ા.

૫. કંસારાનો સામાનઃ—ટેયલાં નં. ૫, તબકડાં નં. ૬, ત્રાંબાના લોટા નં. ૨, કાંસાના છાલીયાં (મુખ જોવા ૧, ને ધૃતપાત્ર સારૂ ૧ મળી) નં. ૨, તપેલીઓ (આજ્યસ્થાલી તથા ચરુસ્થાલી તરીકે) નં. ૨, પીતળની મોટી દીવીયો દીવો બાળવાને (ઘરમાંથી કાઢવી અગર માગી લાવવી તે) નં. ૨.

૬. નૈવેદ્યાદિઃ—સુરણ શી. ૧, કેળાં. નં. ૨, બીજોરૂં નં. ૧, દાડમ નં. ૧, લીંબુ નં. ૧, આદુ શી. ૦ા.

૭. વરુણ કોને કરવું:—પાઠના બ્રાહ્મણો, નવાર્ણવ મંત્રના બ્રાહ્મણો, ગ્રહના જપના બ્રાહ્મણો.

૮. દક્ષણાઃ—પ્રારંભને દિવસે પ્રયુર્ણ તથા છુટા પૈસા સારૂ રૂ. ૨ાા, પ્રાયશ્ચિત સંકલ્પ રૂ. ૦ા, ગણપતિ પૂજન તથા માતૃકા સ્થાપન રૂ. ૦ા, પુણ્યાહવાચન તથા અભિષેક રૂ. ૦ા, વસોર્ધારા રૂ. ૦)=, નાંદીશ્રાદ્ધ રૂ. ૦ા, આયુષ્યજપ રૂ. ૦)= વૈશ્વદેવ સંકલ્પ રૂ. ૦)=, ગ્રહસ્થાપન રૂ. ૦ા, વાસ્તુ પીઠ રૂ. ૦)=, યોગિની પીઠ રૂ. ૦)=, મધ્ય પીઠ રૂ. ૦ા, વરણીના બ્રાહ્મણોની પૂજાની દક્ષણા વિગેરેના છુટા પૈસા રૂ. ૦ા=.

(ખ). બીજે દિવસેઃ—બ્રાહ્મણોની પૂજા તથા સ્થાપનોની પૂજા વિગેરેમાં છુટા પૈસા રૂ. ૧.

(ગ) બાકીના ત્રણે દિવસે તે જ પ્રમાણે.

(ઘ) પૂર્ણાહુતિને દિવસેઃ—ઉત્તર પુજનમાં, ચાર પીઠ ઉપર દક્ષિણાના રૂ. ૨, મધ્ય પીઠમાં રૂ. ૧, કુમારીકા બટુકની પૂજાની દક્ષિણા રૂ. ૦ાા, અગ્નિ તથા બ્રહ્માને રૂ. ૦ાા, પ્રચૂર્ણ છુટા પૈસા દક્ષિણા સારૂ રૂ. ૦ાા, તથા આચાર્યાદિ બ્રાહ્મણોને દક્ષિણા યથાશક્તિ–પ્રીતિ.

૯. હોમાત્મક ને જપાત્મકઃ—શતચંડી હોમાત્મક કરવી હોય તો સપ્તશતીના પાઠ નં. ૧૦૦ કરવાના, ને જપાત્મક કરવી હોય તો પાઠ નં. ૧૧૧ કરવાના હોય છે.

ઇતિ શિવમ્.

## પ્રકરણ ૯.

### શુભ તથા અશુભ પ્રસંગે આશામીવાર કયા કયા કર કરવા પડે.

### (૧) શુભ પ્રસંગે.

૧. જનોઈમાંઃ—ત્રણ નાતો ઉપર ઘીની કરવી પડે છે; તેમાં બે નાતો નોતરીયા મારફત નોતરાં ફેરવીને, ને એક નાત સગાંની, તે ઘરના માણસને નોતરાં કરવા મોકલીને કરાય છે.

૨. લગ્નમાંઃ—વરપક્ષ તરફથી, એક નાત વરોઠીની, ને બે નાત ઉપર ઘીની મળી ત્રણ નાતો જનોઈ મુજબ કરાય છે.

કન્યાપક્ષ તરફથી ત્રણ નાતો કરાય છે. તેમાં એક નાત માંડવાની, બીજી નાત ઉપર ઘીના જમણની, ને ત્રીજી નાત સગાંની કરાય છે. માંડવાને દિવસે બપોરે ખીચડી શીરામણી કરાય છે તેમાં બંને પક્ષના ઘરનાં મોટા વહેવારનાં નોતરાં કરાય છે ને રાત્રે મોટી નાત ભારે જમણની કરાય છે.

૩. સીમંતોન્નયન સમયેઃ—ચાર નાતો ઉપર ઘીના જમણની કરાય છે. તે પૈકી ત્રણ નાતો, નોતરીયા મારફત નોતરાં કરાવીને, ને એક નાત સગાંની, ઘરના માણસ મારફતે નોતરાં કરાવીને, કરાય છે.

પિત્રાઈઓમાં જેનું નામું ભેગું ચાલતું હોય છે, તે એકઠાં નામાવાળાં સર્વેને ઘેર શુભ પ્રસંગ આવે ને તે પ્રસંગો જો સંક્રાંત પછીથી તે આષાઢ સુદિ ૯ (ભડલી નોમ) સુધીના વચલા ગાળામાં કરાય, તો જનોઈને લગ્ન વખતે તે નામાવાળા કુટુંબ પૈકી સર્વેની મળી કુલ ત્રણ નાતો, ને તેમાં જો શ્રીમંત ભળે તો કુલ ચાર નાતો કરાય છે. એ એક નામાંવાળાં સર્વે કુટુંબોને પ્રસંગ દીઠ જુદા જુદા કર કરવા પડતા નથી.

આમાં ઉપર ઘીનું જમણ જ્યાં જ્યાં લખેલ છે ત્યાં ત્યાં તે જમણ બદલ સારાં ને ભારે જમણ શક્તિ હોય તો કરી શકાય છે.

૪. વ્રત-ઉદ્યાપન સમયેઃ—વ્રત ઉજવાય છે ત્યારે બેઆનાની* આશામીવાળા માંહ્ય ઘીની નાત કરે છે; તથા અડધી મેહેમુદી, પાયલાવાળા ને અડધાવાળા ઉપર ઘીની નાત કરે છે, તે નીચે મુજબઃ—

ઋષિ પંચમીઃ—નાત ૧. દૂધપાક પૂરીની.

અભયા એકાદશી—નાત ૧. ખાંડના લાડુ સમેટાના.

---

* વ્રત ઉદ્યાપનમાં આશામીની ગણત્રી કરવામાં આવતી નથી એમ કેટલાએકનું કહેવું છે.

શિવરાત્રીઃ—નાત ૧. માંદ્ય ઘીની
વાસ્તુઃ—નાત ૧. માંદ્ય ઘીની.
ચાતુર્માસઃ—નાત૧. માંદ્ય ઘીની.
ધનુર્માસઃ—નાત ૧. ખીચડી ને લાડુ.
ગર્ભસોઃ—મોહોટાં સગાં કરેતો માંદ્ય ઘીની.
નવચંડીઃ— ,, ,,

શતચંડીઃ—કેવળ શતચંડી બીજા કોઈ શુભ પ્રસંગમાં ભેળવ્યા વગર કરવામાં આવે તો, ચાર દિવસ કેવળ વરુણીવાળા ને પાઠવાળાને માંદ્ય ઘીના લાડુનું જમણ અપાય છે ને પાંચમે પૂર્ણાહુતને દિવસે આખી નાતને ઘણે ભાગે દૂધપાક પૂરીનું નહિ તો પછી માંદ્ય ઘીનું જમણ અપાય છે.

પરંતુ જો લગ્ન કે એવા કોઈ શુભ પ્રસંગ ભેગી શતચંડી કરવામાં આવે તો, લગ્ન નિમિત્તના કર તેમાં વળે છે ને પૂર્ણાહુતિની નાત એક વિશેષમાં કરાય છે.

કરની નાતો કરવામાં, જલેબીનું જમણ ભોજન દક્ષણા તરીકે રૂ. ૦ાા અડધો રૂપીયો આપે તે, ને ઘેબરનું જમણ ભોજન દક્ષણા તરીકે રૂ. ૧ એક રૂપીયો આપે તે જ આશામી કરી શકે છે. સદર દક્ષણા આપી શકે નહિ તો કરની નાતમાં તે જમણ થઈ શકે નહિ.

(૨) અશુભ પ્રસંગે.

૧. ટકાવાળાઓઃ—(ક) પુરુષનું મરણ હોય તો તેરમું ને વર્ષી એમ બે કર માંદ્ય ઘીનું જમણ આપીને કરાય છે.

(ખ) સ્ત્રીનું મરણ હોય તો, અગીયારમા, બારમાની ગાંયણીઓ, ને તેરમું ને વર્ષી એ બે નાતો માંદ્ય ઘીના જમણની કરવી પડે છે.

(ગ) આમાનઃ—ઘઉં શે.રાા, અડદ શે. રાા, ને અચ્છેર ઘી પ્રમાણે અપાય છે.

૨. બે આનાવાળાઃ—તેરમું, ઉપર ઘીના જમણથી; વર્ષીમાં, ચોંટીયા લાડુ; દૂધ પૈઆની નાતમા, મગદળ;[1] તર દિવસમાં, માંદ્ય ઘીના લાડુ; જો મરનારને દૌહિત્ર (દીકરીનો દીકરો) હોય તો દોહીતરની નાત, માંદ્ય ઘીના જમણથી; વધારામાં પુન્યનો કર ઉપર ઘીથી કરવો પડે છે. એ પ્રમાણે સાત કર કરવા પડે છે.

---

૧ હવે મસોટ કરે છે.

તે ઉપરાંત જો ઈચ્છા હોય તો આંબાગાળો રસ રોટલીના માંહ્ય ઘીના જમણથી કરી શકે છે. તે તેને માથે કર નથી.

( ક ) આમાનઃ—ઘઉં શે. ૫, અડદ શે. ૫, મળી દાણા શેર ૧૦, ઘી શેર ૧, પ્રમાણે.

૩. અડધી મેહેમુદીવાળાઃ—સાત કર, બે આનાની આશામીવાળામાં ઉપર જણાવ્યા છે. તે મુજબ જુવો પૃ. ૨. તે ઉપરાંત બીજી બે નાતો, તેમાં એક છમાસીની, ઉપર ઘીના જમણની, ને બીજી આંબાગાળો, ઉપર ઘી સાથેનું જમણ. એ પ્રમાણે કુલ નવ કર કરવા પડે છે. ઉપર ઘીના જમણમાં ટાંકામાં ખાંડ ફેરવવી પડે છે.

( ક ) આમાનઃ—ઘઉં શે. ૭ાા, અડદ શે. ૭ાા મળીને દાણા શેર ૧૫, ઘી શેર ૧ાા પ્રમાણે.

૪. પાયલાની આશામીઃ–તેરમું, ઉપર ઘીનું જમણ; વર્ષી, દયણાના લાડુ; દુધ પૈઆ, ગસોટના લાડુ; તરહિવસ, ઉપર ઘીના જમણથી;[1] દોહીતરની નાત (દોહિત્ર હોય તો), ઉપર ઘીના જમણથી; આંબાગાળો ઉપર ઘીથી; ત્ર્યપક્ષી, ઉપર ઘીના જમણથી; પુન્યની નાત, ઉપર ઘીથી; ને છમાસી, ઉપર ઘીથી; એ કુલ નવ કર કરવા પડે છે. ઉપર ઘીના જમણમાં ટાંકામાં ખાંડ ફેરવવી પડે છે.

( ક ) આમાનઃ—ઘઉં શે. ૭ાા, અડદ શે. ૭ાા મળીને, દાણા શેર ૧૫, ઘી શેર ૧ાા.

૫. અડધાની આશામીઃ—નવ કર, ઉપર પાયલાની આશામીમાં જણાવ્યા છે, તે પ્રમાણે. તે ઉપરાંત વિશેષમાં એક નાત ઉન વર્ષીની, ને મશીસા બાર, આખી નાત જમાડીને કરવાના હોય છે. અડધાવાળાથી એકે જમણ કછોદીબંધ થઈ શકે નહિ.

( ક ) આમાનઃ— ઘઉં શે. ૧૦, અડદશે. ૧૦ મળીને દાણા, મણ ૦ાા; ઘી શેર ૨.

૬. શાક નવ દિવસ સુધી અપાય તેઃ—ઉપર પ્રત્યેક આશામીમાં આમાનમાં ઘીનું જે તોલ આપેલ છે તે મુજબ તે તે આશામીવાર અપાય છે. બે આનાથી ચઢતી પંક્તિનો આશામી, ઉપર જણાવેલ રીત ઉપરાંત, ઋતુઋતુનાં શાક, લીલો મેવો વિગેરે ઈચ્છા હોય તો આપી શકે છે.

૭. શાક તથા આમાન આપવાની રીતઃ—ઉપર જણાવ્યા

---

૧. પાયલાવાળા હવે તરહિવસે, ખાંડ નાંખી માંહ્ય ઘીની નાત કરે છે.

મુજબના તોલનું આમાન ને શાક, પ્રત્યેક ગૃહસ્થ, મરનાર માણસના તડના નામાવાળાને જ આપે છે, તેનાથી જુદા તડવાળાને નહિ. ઉપરાંત જમાઇ તથા ભાણેજને (ગમે તે તડમાં હોય ને નામું ન હોય તો પણ) તે જ વસ્તુઓ આપવી પડે છે.

૮. લાડુ ઘડો આપવાની રીતઃ—ટકાની આશામીવાળા તથા બે આનાની આશામીવાળા, આમાન સાથે ઠીકરાનો ઘડો નં. ૧, તથા લાડુ નં. ૧, ને દક્ષણાનો પૈસો ૧, માત્ર નામાવાળાને જ આપે છે. પરંતુ તેનાથી ચઢતી આશામીવાળા, ઉપર ગણાવેલ સર્વે વસ્તુઓ જનોઇબિંધ સમસ્ત નાતમાં આપે છે, ને જો મરનાર વ્યક્તિને દોહીતર હોય તો એક લાડુ તે નિમિત્તનો વધારે મૂકાય છે, એટલે ઘડો ૧, પૈસો ૧, પણ લાડુ નં. ૨, આપે છે.

૯. સ્ત્રીઓનાં અગીયારમા, બારમા, ને તેરમાને દિવસે વર્તવાની રીતઃ—

(ક) અગીયારમાના દિવસેઃ—સ્ત્રીનું અગીયારમું, સ્ત્રીને પીયર કરાય છે. તેમાં તે પીયરવાળો, પોતાના ઘરના રીવાજ મુજબ, દક્ષણા આપે છે, તે દક્ષણા દશમાને દિવસે જેણે નામાનું શાક લીધું હોય તેને અપાય છે. આ દક્ષણા લેવાનો અધિકાર નામાવાળાની વહુ જમનાર હોય તો તેને છે, ને તેમ ન હોય તો તેની છોકરી પોતાના (નામાવાળાના) જ તડમાં હોય તો તેને, સીમંત ન આવ્યું હોય ત્યાં સુધી, છે. એ પ્રમાણે જમનાર અગર દક્ષણા લેનાર અધિકારી ન હોય તો આ દક્ષણા અપાતી નથી. આ નામાવાળાં શિવાયની બીજી બધી સ્ત્રીયોને એક પૈસા લેખે દક્ષણા અપાય છે.

(ખ) બારમાને દિવસેઃ—સ્ત્રીનું બારમું, સ્ત્રીને સાસરે કરાય છે. તે દિવસે સાસરીયાંએ, પોતાનાં તડનાં નામાવાળાંને રૂ. ૦ાા દક્ષણા નો આપવો પડે છે, ને નામા વગરની સ્ત્રીયોને દરેકને બે બે પૈસા લેખે દક્ષણા અપાય છે. આમાં પણ નામાની દક્ષણા લેવાનો અધિકાર, નામાવાળાની વહુ જમનાર હોય તો તેને, પરંતુ જો તે જમી શકે એમ ન હોય ને તેના ઘરમાં છોકરી જો તે જ તડમાં પરણેલી હોય ને તે છોકરીને સારો દિવસ આવ્યો ન હોય તો તે છોકરીને હોય છે. તેમ ન હોય તો નામાની દક્ષણા મળતી નથી.

તે ઉપરાંત મરનાર સ્ત્રી જો સોહાગણ ને જુવાન મરી ગઈ હોય ને તેનાં નામાં થયાં ન હોય તો ગાંયણીઓને એક એક રેજો અપાય છે તથા માથામાં તેલ ઘાલી, આંખ આંજી, ચાંલ્લા પીયળ કરી, તારા

ટપકીયો ને ઉનનો કટકો આપવામાં આવે છે.

આધેર ઉમરની સોહાસણ મરી ગઈ હોય તો ઉપર પ્રમાણે કરાય છે.

(ગ) અગીયારસું મરનાર સ્ત્રીને સાસરે કરે તો:—અગર જો મરનાર સ્ત્રીનું અગીયારસું તેનાં સાસરીયાં કરે છે તો, અગીયારમાને દિવસે, તે સાસરીયાં પોતાની અગર તે સ્ત્રીના બાપની–જે નામે નોતરાં ફેરવ્યાં હોય તે–આશામી પ્રમાણે નામાની દક્ષણા, નામાવાળાંને આપે છે, ને વગર નામાવાળી સ્ત્રીયોને એક પૈસા લેખે દક્ષણા આપે છે; તથા બારસું તો ઉપર જણાવ્યા મુજબ જ કરાય છે.

(ઘ) તેરમાને દિવસે:—મરનાર સ્ત્રીને છોકરી હોય તો તેના તેરમાને દિવસે દત્તની દક્ષણા અપાય છે. તે ઘર પ્રમાણે, નામાં-વાળાંને અપાય છે, ને બીજાં બૈરાંને એક એક પૈસા લેખે અપાય છે, પરંતુ અગીયારમા ને બારમાને દિવસે જેના રેજા અપાયા હોય તેને તેરમાને દિવસે દત્તની દક્ષણા અપાય નહિ. હાલમાં, કોઇ દત્તની દક્ષણા આપે છે ને કોઈ આપતા નથી.

(ચ) શ્રાદ્ધની નાંમ:—આ દિવસે જો જુવાન સૌભાગ્યવતી સ્ત્રીની નાંમ હોય તો ગાંયણીઓને રેજો ને દક્ષણાનો પૈસો એક અપાય છે; ને જે મરનારનાં નામાં થયાં હોય તેને, આશામી પ્રમાણે, (બારમાને દિવસે આમાન ઉપર ઉપર જે દક્ષણા આપી હોય તે) આપવી પડે છે.

૧૦. શ્રાદ્ધ:—પહેલ વહેલું શ્રાદ્ધ આવે તે મોટું કરવું પડે છે, તેમાં આઠ ટકાવાળી આશામીને કરવું પડે નહિ,–બીજાં બધાંને ખરૂં. તેમાં ભોજનદક્ષણા નીચે મુજબ અપાય છે. બે આનીવાળા, બે પૈસા લેખે; અડધી મેહેમુદી તથા પાયલીવાળા, ત્રણ પૈસા લેખે; ને અડધાવાળો પોતાની ખુશી મુજબ ફાવે તેટલી, અગર આશામી મુજબ દક્ષણા આપે છે.

૧૧. બહારગામના બ્રાહ્મણ કોણ તેડાવી શકે:—શુભ તથા અશુભ પ્રસંગે બહારગામથી બ્રાહ્મણ તેડાવવા હોય તો તેમ કરવાનો અધિકાર અર્ધી મેહેમુદીવાળાથી માંડીને અડધાની આશામી સુધી છે, બીજાને નહિ.

(ક) તે જ મુજબ તેરસું, વર્ષી, પુન્ય, ને દોહીતરની દક્ષણા પણ બ્રાહ્મણને બોલાવીને આપવી હોય તો અડધી મેહેમુદીવાળાથી

માંડીને અર્ધા રૂપીયાની આશામીવાળા સુધીના આપી શકે. વળી પ્રાહાણા બોલાવ્યા વગર ભોજનદક્ષણા આપવી હોય તો તેમ પણ આપી શકાય, પરંતુ તેમ કરતી વખતે પ્રથમ શ્રી હાટકેશ્વરની તેમ જ શ્રી નારણદેવજીની દક્ષણા જુદી કાઢવી પડે છે; તે બંને દેવની દક્ષણા અપાયા પછી જ બીજાને અપાય. પરંતુ બે આનાવાળો ફક્ત વર્ષીને જ દિવસે પોતાના વડના નામાવાળાઓને જ દક્ષણા આપે છે.

બારમાના આમાનની દક્ષણા લીધી હોય ને તેરમાની દક્ષણા આપે તો એક જ દક્ષણા લેવાય, (બંને ન લેવાય).

તેમ જ મરણ દિવસથી તેરમું થતાની અંદર કોઈ પ્રાહાણા ગામમાં આવી જાય તો તે પ્રાહાણાને દક્ષણા આપવી જ પડે, કદાચિત્ નાતને ન આપે તો પણ પ્રાહાણાને આપ્યા વગર ચાલે નાહ.

શુભ પ્રસંગે પણ જનોઈ ને લગ્નમાં, વરોઢી તેમ જ માંડવાની નાતમાં, દક્ષણા આપવી હોય તો જનોઈબંધ આપી શકાય, ને પ્રાહાણા બોલાવીને આપવી હોય તો તેમ પણ થઈ શકે.

અર્ધી મેહેમુદીવાળા, પાયલાવાળા તથા અર્ધાવાળામાંના કોઈયે પ્રાહાણા બોલાવી વર્ષી કર્યું હોય, ને તે પ્રાહાણાઓમાં જો એક પણ અમદાવાદી આવ્યો હોય, ને તે માગે તો ઉપર ઘી આપવું પડે– એટલો અમદાવાદીયોને ખાસ હક્ક છે. તેવો કોઈ અમદાવાદી ન આવ્યો હોય ને બીજા પ્રાહાણા હોય તો ઉપર ઘી ન મૂકે તો પણ ચાલે.

અશુભ પ્રસંગે દરેક આશામીયે કચ્છોદીબંધ જમણ કરવું હોય તો ચાલી શકે–માત્ર તેરમું ને વર્ષી શિવાય.*

નડીયાદની નાગરી નાતમાં પરાપૂર્વથી કુળરીવાજ પ્રમાણે આશામી બંધાયેલ છે ને તે પ્રથા પ્રમાણે સર્વ કોઈ કર્યે જાય છે. તેમાંથી પોતાના કુળરીવાજથી કમતીમાં એટલે ઉતરતી પંક્તિમાં બેસવું હોય તો બેશી શકાય ખરું–પરંતુ તે પ્રમાણે પહેલા દિવસથી જ કરવું જોઈયે. આમાન આવે તે દિવસે જેટલા તોલનું આમાન આપે તે તોલ ઉપરથી નાતવાળા, તે પ્રસંગે તે આશામીનું ધોરણ સમજી જાય છે; પરંતુ તેમાં કોઈ ગૃહસ્થ લુચ્ચાઈ કરવા જાય તો નાતવાળા તેમ કરવા દેતા નથી. દાખલા તરીકે એક માણસ બે આનાની આશામી વાળો મરી ગયો. તેની મીલકત જે માણસના તાબામાં ગઈ હોય તે વહીવટ કરનાર માણસ છતી મીલકતે, ટકા પ્રમાણે ઉત્તર ક્રિયા

* અરધા વાળાથી કોઈ પણ જમણ કચ્છોદીબંધ થઈ શકે નહિ.

કરવા માંડે છે, તો નાતવાળા તેવે વખતે વાંધો ઉઠાવે છે ને એમ કહે છે કે એ આનાની ક્રિયા કરવા જેટલી મીલકત નથી તેવી નાતની ખાતરી કરી આપો, અગર નાતને મીલકત સોંપી દો, ને નાત ઉત્તરક્રિયા કરશે, અગર તો તે મૂળ આશામી પ્રમાણે ક્રિયા કરો. આવી રીતે વાંધો ઉઠાવી, લુચ્ચાઈ ન ચાલવા દીધેલા દાખલા બનેલા છે. પરંતુ જ્યાં તેમ ન હોય ને મરનાર માણસની મીલકત જ તેના કુળાચાર પ્રમાણે ઉત્તરક્રિયા કરવા પૂરતી ન હોય એમ નાતને જણાય તેવા દાખલાઓમાં વહીવટ કરનાર ઉતરતા દરજ્જાની આશામી પ્રમાણે ઉત્તરક્રિયા કરે છે તો તે નાત સ્વીકારે છે તેવા દાખલા પણ છે.

બારેય ગામમાં તેરમાં જમાડવા વિચાર હોય તો તેમ પણ કરી શકાય છે, પરંતુ તેમ કરનાર માણસને નડીયાદની નાતને તેરમાનાં બે જમણ આપવાં પડે છે, એક તો ચાલુ ને બીજું બાર ગામમાં તેરમું કર્યા બદલનું સવિશેષ.

અડધાની આશામીવાળા ઘણે ભાગે આ પ્રમાણે કરે છે એટલું જ નહિ પણ તેઓ નાતમાં મશીસા પણ મહોટા કરે છે.

## પ્રકરણ ૧૦.

### શુભ અશુભ પ્રસંગે ગોરને તથા રસોઈયાને અપાતી રકમ.

૧. ગોરને:—

જનોઈ પ્રસંગે ... ... ... રૂ. ૭)

લગ્ન પ્રસંગે ... ... ... રૂ. ૭) બંને પક્ષના મળીને નીચલી વીગતે:—

| વર તરફથી | | કન્યા તરફથી. | |
|---|---|---|---|
| ૧) | ગોત્રોચ્ચાર | ૧) | ગોત્રોચ્ચાર. |
| ०। | હોળા આગળ | ०)ન | લાજાહોમ. |
| ०)ઞા | સપ્તપદી | ૧)ન્ાા | વૃદ્ધ શ્રાદ્ધ. |
| ०)ઞા | ધ્રુવદર્શન | | ——— |
| ૧) | ઉકટાસણી | | ૨ાા |
| ०ાા૮ | ચતુર્થી કર્મ | | |
| ૧)૮ | વૃદ્ધિ શ્રાદ્ધ | | |
| | ——— | | |
| ૪ાા | | | |

સીમંત પ્રસંગે ... ... ... આશરે રૂ. ૨).

અશુભ પ્રસંગે:—મરણ વખતથી તે ત્રયોદશા સુધીમાં રૂ. ૭) તેમાં પ્રત્યક્ષ વાસણ, લુગડાં, સોનાનો વાળો ને રોકડુ જે કંઈ મૂક્યું હોય તો તે સર્વ કાપી લેતાં ખૂટે તો તેટલા આપવા ને બધું ગોર લાવે તો બધાય આપવા.

નીલોત્સર્ગમાં પણ ઉપર મુજબ રૂ. ૭) અપાય છે.

૨. રસોઈયાને:—

| પદાર્થ નામ. | તોલ. | શુભ પ્રસંગે રૂ. | અશુભ પ્રસંગે રૂ. |
|---|---|---|---|
| પુરી | મણ. ૧. | ૫) | ૪) |
| ફણસી પુરી. | મણ ૧. | ૫) | |
| રસોઇ. | માણસ ૧૦૦ એ. | ૧) | ૧) |
| પાપડ તળાઈ. | ઉચ્ચક. | ૦। | ૦। |
| ભાત અસાઈ. | કઢીશાક હોય તો | ૦॥ | ૦॥ |
| ” ” | દાળ હોય તો. | ૦। | ૦। |
| દયણો લાડુ. | | | ૨) |
| ચુરમો લાડુ. | મણ ૧. | ૨॥ | ૨) |
| માવાની ઘારી—તેમાં પૂરણ, માવો, તથા વેસણ શીકકે તોલ. | મણ ૧. | | ૬) |
| પૂરણપોલી. | મણ ૧. | | ૧૦) |
| ચણાની ખાંડેલ કળી. | મણ ૧. | ૪) | |
| મીઠા ભાત. | શેર ૧. | ૦)– | ૦)– |
| ગસોટ તેમજ મગજ. | મણ ૧. | | ૨॥ |
| ઓરસું. | મણ. ૧. | ૨॥ | ૨॥ |
| શેવ કળી. | | ૦)– | ૦)– |
| પાન સોપારી. | | ૦)– | ૦)– |
| લાકડશાઈ લાડુ. | મણ ૧. | ૪) | |
| જલેબી. | મણ ૧. | ૫) | |
| ખાજલી. | મણ ૧. | ૬) | |
| ઘેબર. | મણ ૧. | ૬) | |
| સુતરફેણી. | મણ ૧. | ૯) | ૯) |
| કરણશાઈ લાડુ અડદના | મણ ૧. | ૬) | ૬) |

| પદાર્થ નામ. | તોલ. | શુભ પ્રસંગે | અશુભ પ્રસંગે |
| --- | --- | --- | --- |
| કસાર ખાંડનો. | મણ ૧. | ૨॥ | |
| કસાર ગોળનો. | મણ ૧. | ૧॥ | |
| દુધપાક. | મણ ૧. | ૦। | ૦। |
| હેહેચ્ચી. | મણ ૧. | ૭) | ૭) |
| રોટલી. | મણ ૧. | | ૫) |
| તાવડાનો. | | ૧। | |
| ખાંડ ધોવરામણ. | મણ ૧. | ૦॥ | |
| ઢોકળાં. | મણ ૧. | ૨) | ૨) |
| અશામીનો વર્ષીમાં. | | | ૧) |
| માલપુડા. | મણ ૧. | ૬) | ૬) |
| લાડુ વળામણીના. | મણ ૧. | ૦। | ૦। |
| ગાંઠીયા | મણ ૧. | ૧॥ | |
| સેવીનો બીરંજ | મણ ૧. | ૨॥ | |
| ખારી બીરંજ | મણ ૧. | ૨) | |
| ખીરચણા ને કસાર માતાજી નિમિત્તનાં. | | ૦॥ | |
| રગડ. | | ૦॥ | |
| પાતરવેલીયાં | મણ ૧. | ૨॥ | |

શુભ પ્રસંગોમાં, વરોઠી ને માંડવાના જમણમાં ઈનામના રૂપૈયા અપાય છે, તેમાં એવી રીત છે કે તે તે જમણના રસોઇયાને આપવાની રકમનો જે કુલ આંકડો થાય તેનો અર્ધો ભાગ ઈનામ તરીકે, વધારામાં અપાય.

---




## પ્રકરણ ૧૧.

### રસોઈ સો માણસે કેટલી જોઈએ.

સૂચનાઃ—આ પ્રમાણ બે પેઢી ઉપરના યુગનું છે. હાલમાં તો સર્વ કોઈનો આહાર ઘટતો ચાલ્યો છે એટલે તદનુસાર સ્હેજસાજ ફેરફાર ભારે મિષ્ટ પકવાનમાં કરવા જરૂર છે; બાકી શાક વિગેરેમાં કંઈક વધારે કરવા જેવું લાગે તેમ કરી લેવું.

૧ ઘેબર—જમણવારમા એ એકલુ મુખ્ય પકવાન્ન નથી હોતું પણ સાથે કાઈક બીજુ કરાય છે તેમા પરસુદી, શે ૯ાા, ઘી મણ ૦ાા, ખાડ મણ ૦ાા૫, એલચી શે ૦ા

૨ સુતરફેણી—ઉંચી જાતની પરસુદી શે ૧૨, જુના ચોખાનો આટો શે ૭, ઘી મણ ૦ાા૪, ખાડ મણ ૧|૨, તથા એલચી શે ૦ા

૩ જલેબી—પરસુદી મણ ૦ાા, ઘી મણ ૧ાા, ખાડ મણ ૧ાા, એલચી શે ૦ા

૪ ખાજલી—જમણવારમા એ એકલી મુખ્ય પકવાન્ન તરીકે નથી હોતી તે સાથે બીજુ કાઈક કરાય છે પરસુદી શે ૭, ચોખાનો લોટ શે ૪, ઘી શે ૧૪

૫ મ્હેસુશાઈ લાડુ—અડદનો લોટ મણ ૦ાા, ઘી મણ ૧, ખાડ મણ ૦ાા, સાકર શે ૧, એલચી શે ૦ા, બદામમીજ શે ૧, પીસ્તા શે ૧, ચારોળી શે ૧

૬ લાકડશાઈ લાડુ—ચણાનો લોટ મણ ૦ાા૫, ઘી મણ ૧|, ખાડ મણ ૧ાા૫, સાકર શે ૧, એલચી શે ૦ા, બદામમીજ શે ૧, પીસ્તા શે ૧, ચારોળી શે ૧

૭ મોતીચુરમો લાડુ—ચણાનો લોટ મણ ૦ાા૫, ખાડ મણ ૧ાા, ઘી મણ ૦ાા, સાકર શે ૧|, એલચી શે ૦ા, બદામમીજ શે ૦ાા, પીસ્તા શે ૦ાા, ચારોળી શે ૦ાા

૮ પાચ પક્વાન્ન (લોટનાં) સાથે હોય ત્યારે—ઘેબર શે ૭, સુતરફેણી શે ૫, જલેબી મણ ૦ાા, ખાજલી શે ૭, લાડુ શે ૭

૯ મીઠા ભાત ને પુરી—મીઠા ભાત સારૂ ચોખા મણ ૦ાા, ખાડ મણ ૦ાાા, ઘી મણ ૦ાા, કેસર તોલા ૨, એલચી શે ૦ાા, દ્રાક્ષ શે ૪, પીસ્તા શે ૨, ચારોળી શે ૨, તજ શે ૦ા, લવિંગ શે ૦ા, પુરી સારૂ, લોટ મણ ૦ાાા, તથા ઘી મણ ૦ા૫.

મીઠો ભાત મુખ્ય પકવાન્ન તરીકે ન હોતા બીજા કોઈ પકવાન્ન સાથે કરવામા આવે તો માત્ર ચોખા શે ૮ નો પુરતો થઇ રહે

૧૦ ખીરજ—એ એકલુ મુખ્ય પકવાન્ન તરીકે નથી હોતું પરંતુ કોઈ બીજા પકવાન્ન જોડે થાય છે, તેમા,—ચોખા શે ૭, ખાડ શે ૬, બદામમીજ શે ૧, પીસ્તા શે ૦ાા, ચારોળી શે ૦ાા,

ચણાની દાળ શે. ૩, ઘી શે. ૩, એલચી શે. ૦I, દ્રાક્ષ શે. ૨, તજ શે. ૦)=, લવંગ શે. ૦)=, મીઠું શે. ૦I.

૧૧. કસાર ખાંડનોઃ—આટો મણ ૦II, ઘી મણ ૦II ૩, ખાંડ મણ ૦II ૭, એલચી શે. ૦I, બદામમીજ શે. ૦II, દ્રાક્ષ શે. ૩.

૧૨. ચુરમો લાડુ માંહ્ય ઘીનોઃ—આટો મણ ૧I, ઘી મણ ૦I ૫, ગોળ શે. ૧૩II.

૧૩. ચુરમો લાડુ ઉપર ઘીનોઃ—આટો મણ ૧, ગોળ શે. ૧૧, ઘી મણ ૨.

૧૪. ખાંડનો લાડુ માંહ્ય ઘીનોઃ—આટો મણ ૧, ખાંડ મણ ૦I ૬, ઘી મણ ૦II ૬, એલચી શે. ૦)=, સાકર શે. ૧.

૧૫. ખાંડનો લાડુ ઉપર ઘીનોઃ—આટો મણ ૦II ૫, ખાંડ મણ ૦I ૫, ઘી મણ ૨, એલચી શે. ૦)=, સાકર શે ૧.

૧૬. ચાંદીયો લાડુઃ—આટો મણ ૦II, ગોળ શે ૧૧, ઘી મણ ૧.

૧૭. દયણો લાડુ—આટો મણ ૦II ૫, ખાંડ મણ ૦I, ઘી મણ ૧, સાકર શે. ૧, એલચી શે. ૦)=, બદામમીજ શે. ૧, પીસ્તા શે. ૦II, ચારોલી શે. ૦II.

૧૮. સમેટાનો લાડુઃ—આટો મણ ૦II, ખાંડ મણ ૦II, ઘી મણ ૧II, સાકર શે ૧, એલચી શે. ૦I, બદામમીજ શે. ૦II.

૧૯. મગજનો લાડુઃ—ચણાનો આટો મણ ૦II ૫, ખાંડ મણ ૦II ૫, ઘી મણ ૦III, દ્રાબા માટે દૂધ શે. ૫, સાકર શે. ૧, બદામમીજ શે. ૧, એલચી શે. ૦I.

૨૦ ગસોદનો લાડુઃ—આટો મણ ૦II ૫, ખાંડ મણ ૦III ૧, ઘી મણ ૧, દ્રાબાનું દુધ શે. ૫, સાકર શે. ૧, બદામમીજ શે. ૧, એલચી શે. ૦I.

૨૧. ગસોદઃ—પરસુદી શે. ૧૮, અડદનો લોટ શે. ૭, ખાડ મણ ૦III, ઘી મણ ૧, એલચી શે. ૦)=, બદામમીજ શે. ૧, સાકર શે. ૧; તેની સાથે પુરી કરાય છે તેમાં, પુરીનો આટો મણ ૦II, ને ઘી મણ ૦I.

૨૨. કેળાં લ્હુચ્ચીઃ—સુરતી કેળાં નં. ૧૫૦૦), ને જો તેથી મોટાં હોય તો કેળાં નં. ૧૦૦૦).

લ્હુચ્ચી મણ ૧, અટામણ મણ ૦I, ઘી મણ ૧II, ખાંડ મણ ૦III, એલચી શે. ૦II.

૨૩. ઑરસુ પુરીઃ—આટો શે. ૧૮, ખાંડ શે. ૨૬, ઘી શે. ૨૬, એલચી શે. ૦Ɉ=, બદામમીજ શે. ૦lll, દ્રાક્ષ શે. ૪. તેમાં પુરી સારૂ આટો મણ ૦lll, ઘી મણ ૦ll.

૨૪. શીખંડ પુરીઃ—દૂધ મણ ૩, ખાંડ મણ ૧ll, એલચી શે. ૦l, જાયફળ શે. ૦Ɉ=, કેસર તોલો ૦lll, ચારોળી શે. ૦ll; તેમાં પુરી સારૂ આટો મણ ૧, ને ઘી મણ ૦ll ૫.

૨૫. દુધપાક પુરીઃ—દુધ મણ ૪l, ખાંડ મણ ૦lll ૮, ચોખા શે. ૮, એલચી શે. ૦l, જાયફળ શે. ૦Ɉ=, બદામમીજ શે. ૧. તેમાં પુરી સારૂ આટો મણ ૦lll ને ઘી મણ ૦l ૫.

૨૬. બાસુદી પુરીઃ—દૂધ મણ ૮, ખાંડ મણ ૨l, એળચી શે. ૦l, ચારોળી શે. ૦ll; તેમાં પુરી સારૂ આટો મણ ૦lll ૫ ને ઘી મણ ૦ll.

૨૭. શીરો પુરીઃ—આટો મણ ૦ll, ઘી મણ ૦ll, ખાંડ મણ ૦ll, એળચી શે. ૦l; તેમાં પુરી સારૂ આટો મણ ૦lll ને ઘી મણ ૦l ૫.

૨૮. શેવી હલુચ્ચીઃ—શેવી મણ ૦ll, ઘી મણ ૦ll, ખાંડ મણ ૦lll; તથા હલેચ્ચી મણ ૦lll, અટામણ મણ ૦l ૫, ને ઘી મણ ૦lll.

૨૯. મુરબ્બો પુરીઃ—ખાંડ મણ ૨Ɉ, એલચી શે. ૦l, કેરી મણ ૦ll ૪, ચારોળી શે. ૦ll; તથા પુરી સારૂ આટો મણ ૧ ને ઘી મણ ૦ll ૫.

૩૦. ટોપરાની ઘારી ને દૂધપાકઃ—નારીયેળ નં. ૪૦Ɉ નું ખમણુ આશરે શે. ૧૦, ઘી મણ ૦ll, ખાંડ મણ ૦ll, માવો મણ ૦l, જાયફળ શે. ૦Ɉ=, દુધપાક સારૂ દુધ મણ ૩, ખાંડ મણ ૦ll ૭, ચોખા શે. ૪ll, એલચી શે. ૦l, ને ચારોળી શે. ૧; તથા પુરી સારૂ લોટ શે. ૧૫, ને ઘી શે. ૭ll.

૩૧. ખાંડની પૂરણપોળી ને દૂધપાકઃ—ચણાની દાળ મણ ૦ll, ખાંડ મણ ૦lll, આટો શે. ૧૦, અટામણ શે. ૫, ઘી મણ ૦lll, એલચી શે. ૦Ɉ=, જાયફળ શે. ૦Ɉ=; દૂધપાક સારૂ દૂધ મણ ૪, ખાંડ મણ ૦lll ૬, ચોખા શે. ૬, એલચી શે. ૦l, ને ચારોળી શે. ૦ll.

૩૨. કસાર હલેચ્ચીઃ—આટો મણ ૦ll, ગોળ મણ ૦ll, ખાંડ શે. ૧૫ પીરસવાની તેમાં એલચી શે. ૦l ભેળવીને; હલેચ્ચીનો આટો મણ ૦lll તેમાં ઘી મણ ૧ll ને અટામણ શે. ૧૫. કસાર

જો એકલો જ હોય તો મણ ૧ નો જોઇયે ને જો કોઈ પણ પકવાન્ન સાથે હોય તો મણ ૦ા ૫ નો જોઈયે.

૩૩. રસલ્હેચ્ચી અગર ટાટલીઃ—રસ સારૂ કેરી મણ ૭ ઘોળવાની, ને તે ઉપરાંત ચુસવાની કેરી રાખવી હોય તો બીજી મણ ૩ વધારે જોઇયે; લ્હેચ્ચી સારૂ આટો મણ ૦ાા ૫, અટામણ મણ ૦ા ૨, ઘી મણ ૧.

૩૪. દૂધઃ—દૂધ જો લાડુ, ગસોટ, કસાર, કે જલેબીની જોડે હોય તો મણ ૪ જોઈયે; તેમાં ખાંડ એક મણ દૂધે શે. ૮ પ્રમાણે નાંખવી; ને મશાલામાં એલચી શે. ૦ા, જાયફળ શે. ૦઼, તજ શે. ૦઼.

૩૫. મઠોઃ—જો દયણા લાડુ અગર જલેબીની સાથે મઠો કરવામાં આવે તો તેને સારૂ દુધ મણ ૨ાા.

૩૬. ઢોકળાંઃ—અડદનો તથા ચોખાનો મળીને લોટ શે. ૨૦, તેલ; મશાલો, મીઠું, અજમો, આદુ, મરચાં, હળધર, મરી, હિંગ, ને ખાંડેલાં મરચાં.

૩૭. દાળઃ—એકલી હોય ત્યારે મણ ૦ા ૮; મ્હોટા શાકમાં હોય તો ચણાની ને તુવેરની મળીને મણ ૦ા નો ભાર જોઇયે; લચકો કરવાની હોય તો શે. ૭ જોઈ યે.

૩૮. ચોખાઃ—જમણમાં લાડુ હોય તો મણ ૦ાા ૫; જો પકવાન્ન સાથે હોય તો મણ ૦ા ૫.

૩૯. ખીચડીઃ—તેમાં દાળ શે. ૧૪, ચોખા શે. ૧૬, ઘી મણ ૦ા, મશાલો, તજ, લવિંગ વિગેરે.

૪૦. મ્હોટું શાકઃ—સુરણનું હોય તો મણ ૧; વંતાકનું હોય તો મણ ૧ાા; કોળાનું હોય તો મણ ૧ાા.

૪૧. તળ્યા વઘારનું શાક—ભાર કુલે મણ ૨ાા ૫. તેમાં વંતાક મણ ૧ાા, લીલવા શે. ૫, વાલોળ શે. ૫, શક્કરીયાં શે. ૫, મેથીની ભાજી શે. ૫, સુરણ શે. ૧૫, વડી શે. ૦ા, તેલ શે. ૧૫, આદુ, ધાણા, ને મશાલો.

૪૨ કાથળનું શાકઃ—ભાર કુલ મણ ૨ાા; તેમાં કોળું મણ ૧ાા, આરીયાં મણ ૦ા, તુરીયાં મણ ૦ા, તેલ શે. ૧૫, આદુ, ધાણા ને મશાલો.

૪૩. શાક તળવાનાં:—ઢાડુ સાથે હોય તો મણ ૦॥। જોઈયે. તેમાં તુરીયાં, ભાજી હોય તો મણ ૧॥ જોઈયે. પકવાન્ન વિગેરે બીજાં સારાં જમણ સાથે હોય તો શે. ૧૫ જોઈયે; તેમાં તુરીયાં ભાજી જેવાં હોય તે મણ ૦॥ જોઈયે.

૪૪. દુધ:—રાયતું કરવામાં શે. ૧૦, કઢી તેમ જ છાશ કરવા સારૂ શે. ૧૫.

---

## પ્રકરણ ૧૨.

### અવસાન સમયની ક્રિયા ને ઉત્તર-ક્રિયા.

૧. કેટલાંક માણુસો વસ્તારીક હોય છે ને કુટુંબમાં કાંઈ શોક જેવું નથી હોતું ને ઇચ્છા હોય છે તો, અગર કેટલાંક બહુ જ પીડાય છે ને રીબાય છે ત્યારે પુણ્યે પાપ ઠેલાય એ દ્રષ્ટિથી જીવતાં જીવત પ્રત્યક્ષ પુન્ય કરાવાય છે, ગાય અપાવાય છે, તથા દ્રોણુ અપાય છે. તે વખતે નીચે મુજબ સામાન જોઈયેઃ-ભસ્મ, માટી, ગંગાજલ, ગોમય, ગોમૂત્ર, અક્ષત, પંચામૃત, સોપારી, સ્નાન સમયે દક્ષણાના રૂ. ০)=, ગોર દક્ષણાનો રૂ. ૧), ગૌદાનના ઉચ્ચક રૂ. ૫) થી તે રૂ. ૧૧) સુધી પોતાની શક્તિ મુજબ, અગર પ્રત્યક્ષ ગાય લાવીને આપવી હોય તો તેમ, ધાન્યદાનમાં સાત ધાન, જેવાં કે દાળ, મોંગ, અડદ, જવ, તલ, ઘઉં, ડાંગર, કપાસીયા, મીઠું, ઉમામાહેશ્વર, પદ, ઘૃતપાત્ર, તલપાત્ર, ડબોઝોયણી, દોરીલોટો, છત્રી ને જોડા; લોહદાનનો રૂ. ૧)০ા નાતમાં, મરનારના તડમાં આપવાનો; તેમ જ પુન્યનો તથા બારમાનો પ્રત્યેકનો રૂ. ૧)০ા મળી કુલે રૂ. ૨)০ા મરનારના તડમાં અપાય છે, ને સંકલ્પ પ્રાજાપત્ય નં. ૨ નો કરાવાય છે (તે સંકલ્પ જ્ઞાતિ દક્ષિણામાં વળે છે), નાતમાં દક્ષણા જો ઇચ્છા હોય તો જનોઈબંધ, પોતાના ઘરના રીવાજ મુજબ અપાય છે. તેમ જ શક્તિ મુજબ નાત અગર અમુક સંખ્યામાં બ્રહ્મભોજન કરાવાય છે.

કેટલાંએકના મનમાં એવી માન્યતા પેસી ગઈ હોય છે કે પુણ્ય કરાવ્યું એટલે માણુસ જીવે જ નહિ. આ ભ્રાંતિ છે છતાં તે એટલી સજ્જડ ઘર ઘાલી બેઠી છે કે માણુસ ગમે એટલું વૃદ્ધ હોય ને જોનાર સહુ કોઈ મનમાં માનતું હોય કે તે જીવનાર નથી ને ઘડી-પળ ગણાતું હોય છતાં ઉપલી ખોટી માન્યતાને કારણે પુણ્ય સંકલ્પ કરાવવાનું કોઈ કહી શકતું નથી, ને કોઈ કહે છે તો માંદું માણુસ તેમ જ એનાં સગાંવહાલાં, 'મરવા વાંકે છે' એવા પ્રકારનું તેના ઉપર

ખોટુ લગાડે છે આવી સ્થિતિ હોય છે ત્યા જુવાન માણસના સ બ ધમા તો તેવુ કહેવા કોઈની છાતી ચાલતી જ નથી ને નાગરી નાત પુણ્ય કરવાની ઇચ્છાવાળી છતા, પુણ્ય સ કલ્પ આદિ ન થઈ શકે તો મનમા પસ્તાવો કરનારી છતા, ઉપલી માન્યતાને લીધે, પોતાની મરજી વિરુદ્ધ, પોતાની જ દૃષ્ટિ મુજબ, પાપભાગી થાય છે

ક. સમણુ લાડુ —કાસાના વાડકામા લાડુ તથા યથાશક્તિ દક્ષણા મૂકીને તથા મીઠુ શે પ તે ઉપર દક્ષણાના બે પૈસા મૂકીને અવસાન સમયથી થોડીવાર પહેલા અપાય છે

ખ કુ ભ'ાન —પાણીથી ભરેલો માટીનો ઘડો, કોડીયુ તથા લાડુ ને દક્ષણા મૂકી સમણુ લાડુ પ્રમાણે જ તેવો જ સમય સાધી અપાય છે

૨ ભૂમિશય્યા અથવા ભોંય નાંખવાની રીત —એવી માન્યતા છે કે પથારી અપવિત્ર હોવાથી, જીવ દેહ છોડી જાય તે પૂર્વે અગર દેહ છોડી જતી વખતે, તે દેહને પવિત્ર ભૂમિ ઉપર સૂવાડવો જોઈયે યજુર્વેદીઓ પૂર્વ તરફ, સામવેદીઓ દક્ષિણુ તરફ, અને ઋગ્વેદીઓ ઉત્તર દિશા તરફ માથુ કરે છે આ રૂઢીને એ'લુ બધુ માન અપાય છે કે, તે વખતે વગરવિચારી દોડાદોડ ને ધમાલ કરી મૂકી, કેટલાક પ્રસ ગોમા તેવા સર્વ રીતે અશક્ત તથાપિ સચેત દેહને, કલાકોના કલાકો, તેવી સ્થિતિમા પડી રહેવુ પડે છે, કારણુ હવેના જમાનામા નાડીપરીક્ષા જાણુનાર વિરલ હોવાથી, અનુભવને અભાવે, યોગ્ય સમય પહેલા ભોય નાખવાના પ્રસ ગો અતિશય બને છે આમા સદ તર નિર્મૂલનને, નહિ તો સુધારાને તો બહુ જ અવકાશ છે

ક ભૂમિશય્યાનો અધિકાર કોને નથી —દસવામા ન થયા હોય તેવા બાલકને, દસ દિવસનુ સૂતક ઉતાર્યાં વગરની સૂવાવડી સ્ત્રી, તથા રજસ્વલા ( અભડાયલી ) સ્ત્રી એટલા જણુને ઉપટયો ભૂમિશય્યાનો અધિકાર નથી

ખ ભૂમિશય્યાનો ખરો સમય—સમગ્ર નાડીબ ધન ત્રુટી જઈ, માત્ર હૈયાથી તે કઠ પર્યંતનો જ ભાગ હાલતો હોય, ને ડુ ટીથી પ્રાણુ છૂટે તે સમય, ખરો સમય છે

ગ ભૂમિશય્યામા આવશ્યક સામગ્રીઃ—ગ ગાજલ, ગોમૂત્ર, ગોમય, દર્ભ, જવ, તલ, ભસ્મ, તુલસી, સોનાની કરચ ને છરી, દેહને સ્નાન કરાવવા સારૂ જળ, તથા ઘીનો દીવો તે ઉપરાત (૧) પુરુષ હોય તો તેને પહેરવાનુ કાછડો વળાવી શકાય એટલુ

ચુંદડી કે શીંધુરી, ચાદર, લાકડાં, છાંણાં, છોડીયાં, તુલસી કાષ, સુખડ, બાંયાં, વાંસ, મુંજ ને ઘી.

૫. શબવહનઃ—તોલડી ઝાલનારને ત્રણ રાત્રિનું સૂતક હોવાથી ઘણે ભાગે ભાણેજ અગર તેવા ત્રિરાત્રિ સૂતકવાળો તે કામ કરે છે. દશદિવસનું સૂતક ન ઉતારેલી સૂવાવડી સ્ત્રીનું શબ ખાટલામાં જ હોય છે; તેને વસ્ત્રપરિધાન કરાવ્યા પછી ખાટલા ઉપર ને ઉપર કોથળામાં ન'ખાય છે, ને પછી તે ખાટલાની પાંગત કાપી તે માર્ગેથી કોથળો નીચે જમીન ઉપર ઉતારાય છે. મતલબ તેવી અપવિત્ર સ્ત્રીના શબને ભૂમિનો સાક્ષાત્ સ્પર્શ થાય નહિ એવી ચોક્કસાઈ રખાય છે.

શબ ઉપાડતા પહેલાં એક પિંડ અપાય છે તેને ઉત્ક્રાંતિપિંડ કહે છે. તે પિંડ શબ સાથે બાંધી પછી શબ ઉંચકાય છે.

શબ એકવાર ભૂમિ ઉપરથી ઉચક્યું તો પછી ગમે તેમ હોય તોયે ઘરમાં તો પાછું ભૂમિ ઉપર મૂકાવું ન જોઈયે એવો ખાસ વ્હેમ છે. શબ ઉંચકીને જતી વખતે શબની દૃષ્ટિ તે ઘર તરફ રહે—એટલે માથું સ્મશાન તરફ ને પગ ઘર તરફ—એવી રીતે તે શબને ઉંચકી ઘર બહાર લઈ જવામાં આવે છે, ને ઘરનું છેલ્લું બારણું વટાવી ચોગાનમાં આવ્યા બાદ તે શબને ફેરવી નાંખવામાં આવે છે જેથી તેની નજર સ્મશાન તરફ રહે ( એટલે પગ સ્મશાન તરફ ને માથું ઘર તરફ ). પહેલીવાર શબ ઉચકતી વખતે શબના માથા આગળ તે મૃત જનનો છોકરો કે એવો અતિ નિકટનો સ્વજન રહે છે, ને તેથી સ્હેજ ઉતરતો સગો, પગ આગળ રહે છે. શબ ઉંચકનાર પ્રત્યેકને સ્નાન કરવું પડે છે ને ભીનાં પ'ચીયાં પહેરવાં પડે છે. હજી અબોટીયાં પહેરવા દેવાની છૂટ અપાઈ નથી, જેમ થવા જરૂર છે. તોલડીવાળાને ન્હાવું પડતું નથી.

ઘરથી નીકળ્યા પછીથી તે સ્મશાનમાં પૂગતા સુધીમાં માર્ગમાં જે જે સ્થાને વિસામો લેવા શબ નીચે મૂકાય તે તે સ્થાને વીસામાનો લાડુ નં. ૧. મૂકયા શિવાય ત્યાંથી શબ ઉચકી શકાય નહિ. નાહ્યેલા શબ ઉચકનારાઓએ સ્મશાનમાં શબ ઉતારતા સુધી બીજે કંઈ સ્પર્શદૂષિત થવું જોઈએ નહિ. જો કોઈ કારણથી અભડાવાયું હોય તો તેનાથી ફરી સ્નાનથી શુદ્ધ થયા વગર શબને અડકાય નહિ.

૬. અગ્નિદાહઃ—નદી, અગર સમુદ્રતીર અગર પાણી મળી શકે એવા કોઈ પણ સ્થાને શબ લઈ જવાય છે. ત્યાં શબને અર્ધું

દહીંમાં ને અર્ધું જમીન ઉપર એમ રખાય છે. ત્યાં વિધિ કરાય છે. પ્રથમ શબને નવડાવાય છે. પછી અગ્નિદાહ કરનાર તે શબ ઉપર અંજલિયો ૧૦૮ આપી પિંડદાન કરે છે. શ્મશાનમાં ચિતા ખડકાય ને, શબને કેટલાક સંસ્કાર તથા સ્નાન કરાવ્યા બાદ ચિતા ઉપર ચડાવાય છે. તે વખતે ચિતામાં શબનું માથું, ઘેર ભોંય નાંખતી વખતે જે દિશામાં રાખવામાં આવ્યું હોય તે જ દિશામાં રખાય છે, ને ચિતા પણ તે જ મુજબ ખડકાય છે. પેલા સર્વે પિંડો ચિતામાં મુકાય છે; ચિતા ઉપરના શબને મ્હોયે હાથે ને છાતીયે ઘી ચોપડાય છે. જે પંચકમાં મરણ થયું હોય તો તે જેટલામું પંચક હોય તેટલાં કાણાં, એક છાણામાં કરીને, તેવું છાણું શબની છાતી ઉપર મુકવું. ત્યારબાદ તે મૃત જનનો પુત્ર અગર તેવું કોઈ બારરાત્રિનું સૂતકી સગું અગ્નિદાહ કરે છે. ખોરનારને ત્રણ રાત્રિ સૂતક લાગે છે ને શબ ઉચકનારને એક રાત્રિ લાગે છે.

૭. અભડાયલી સ્ત્રીને અગ્નિદાહ:—જે મરનાર, અભડાયલી સ્ત્રી હોય તો તેને સાક્ષાત્ અગ્નિદાહ કરી શકાતો નથી. પરંતુ એકાદ ઉંચા ઝાડની નીચે ચિતા ખડકાય છે ને તે ઝાડની ડાળીયે તોલડી લટકાવાય છે, ને શબના માથા ઉપર દહીં મુકાય છે. તે દહીં કાગડો ચાટી જાય, ને તે રીતે તે શબ પવિત્ર થાય, ત્યાર બાદ લાકડીવતી તે ડાળે બાંધેલી તોલડી ભાગી નાંખવામાં આવે છે, એટલે તેની અંદરનો અગ્નિ ચિતા ઉપર પડી ચિતા બળવા માંડે છે. આ પ્રકારમાં રજસ્વલા સ્ત્રીનું શબ કોથળામાં ઘાલેલું નથી હોતું. કેટલાએક એમ કહે છે કે રજસ્વલા સ્ત્રીનું શબ પણ કોથળામાં જ ઘાલવું જોઈયે ને શ્મશાન ઉપર સર્વ વિધિ કરયા બાદ, તે કોથળો, ચિતા ઉપર ઝાડની ડાળીયે લટકાવવો જોઈયે. ત્યાર બાદ તે કોથળાની ટોચ ઉપર દહીં મુકવું. તે દહીં કાગડો ચાટી જાય, ને શબ એ રીતે પવિત્ર થાય, ત્યાર બાદ તે ચિતામાં અગ્નિ મૂકાય છે-તે ચિતા પ્રજ્વળીને પોતાની જ્વાળાથી તે શબના કોથળાને તોડી પાડી ઝીલી લઈ બાળી નાંખે છે.

અત્રેની નાતમાં રજસ્વલા સ્ત્રીના મૃત્યુનો પ્રસંગ બન્યો હોય, એમ અત્યારના જીવતા કોઈ પણ વૃદ્ધના જાણ્યામાં નથી. એટલે આ સંબંધમાં ચોક્કસ માહિતીને અભાવે બંને પ્રચલિત માન્યતાઓ નોંધેલ છે.

૮. બેજીસતી સ્ત્રીને અગ્નિદાહ:—જો મરનાર સ્ત્રી બેજીસતી હોય તો એમ માન્યતા છે કે તેને ગર્ભમાં પુત્રી હોય તો તે તેની મા

સાથે જ બળે, પરંતુ જો ગર્ભમાં પુત્ર હોય તો તે પેટ ફાટતાં જ ચિતામાંથી ઉછળી બહાર પડે. પરમાત્માની ગતિ એવી અકલ છે કે પુત્ર, માતા સાથે બળી શકે નહિ. તેમ થાય તો તેને માટે બીજી પૃથક્ ચિતા ખડકી તેમાં એ પુત્રને બાળવો જોઈયે.

૯. ભૂમિદાહ:—દોઢથી પોણા બે વર્ષ સુધીનાં છોકરાંને ભૂમિદાહ દેવાય છે એટલે કે દટાય છે. તેથી મ્હોટી ઉમરનાં છોકરાંને બળાય છે, પછી ભલે તે વગર જનોઈ દીધેલ છોકરો હોય, કે કુંવારી કન્યા હોય.

સંન્યાસીને ભૂમિદાહ દેવાય છે એટલે કે દટાય છે.

૧૦. સંન્યાસીની અંતિમ ક્રિયા:—કેટલાક માણસો અંતિમ સંન્યાસ લેછે તેને આતુર સંન્યાસ કહે છે. ખરી રીતે તો તે માણસ આતુર-સંન્યાસ લે તે ઘડીયે જ તેના નિમિત્તની સ્નાન વિગેરે ક્રિયા તેના સગાંવહાલાંએ કરી નાંખવી જોઈયે. પરંતુ તેમાં રૂઢી બલવત્તર રહે છે, ને સંન્યસ્તાશ્રમમાં તેમનો દેહ પડે છે ત્યાર પછી તે સંન્યાસીનું (અને નહી કે, ગૃહસ્થીનું) સ્નાન કરે છે.

આતુર સંન્યાસીને લોય નાંખવામાં આવતો નથી.

તેવા આતુર સંન્યાસીના શબને લઈ જવા એક મોટો બાજઠ બનાવવામાં આવે છે. તે બાજઠના ચાર પાયાએ કેળના ચાર થાંભલા પાંદડાંવાળા ઉભા સ્તંભની માફક બાંધે છે ને તે થાંભલાની ચારે ટોચો, ઉપરથી ઘુમટના આકારે એકઠી બાંધી લેવામાં આવે છે. તેવા બાજઠ ઉપર તેમને પદ્માસન વળાવી બેસાડે છે; ને તેવી રીતની શબવાહિનીને બે વાંસ ઉપર ગોઠવી પાયા મજબૂત બાંધી સ્મશાનમાં લઈ જાય છે. તે વખતે માર્ગમાં ઘડીયાળ ઘંટ વગાડાય છે ને શંખધ્વનિ કરાય છે. સ્મશાનમાં ખાડો ખોદી તેમાં તે શબને પધરાવી તે શબના તાળવા ઉપર બ્રહ્મરંધ્રને સ્થાને શંખ મારવામાં આવે છે તેને ભૂમિદાહ કહે છે. પછી મીઠું નાંખી, મટોડી પૂરી તેના ઉપર ચોતરો અગર દેહ્યડી બંધાવવી પડે છે.

૧૧. અગ્નિદાહ પછીની ક્રિયા:—શબ અર્ધું બળી ગયા પછી, ચિતાની આસપાસ જળની ધારા કરાય છે, ને શબ પુરૂં બળી ગયા પછી, જો મૃત જનને દૌહિત્ર હોય નહિ તો ચિતાને પાણી અગર દુધ વતી છાંટી હોલવવામાં આવે છે, તોલડી ફોડી નંખાય છે, તથા શબને ઓઢાડેલ ચાદરનો એક છેડો ફાડી નાંખવામાં આવે છે.

મતલબ તે શબને ઉપયોગમાં આવેલી પ્રત્યેક વસ્તુનો નાશ કરવામાં આવે છે જેથી બીજું કોઇ અજાણ્યે તે વસ્તુને ઉપયોગમાં લે નહિ. ચિતા છાંટતી વખતે પ્રથમ ઘી હોમાય છે તેથી કોયલા માત્ર કાળા પડી જાય છે, પરંતુ મૃતજનનાં અસ્થિ સફેત દેખાય છે. તે અસ્થિ કાઢી લઈ તેમાંના ૭ થી ૯ કટકા વિધિપુરઃસર શ્મશાનમાં જ દાટવામાં આવે છે, ને તે સ્થાને અસ્થિસંચયનનો એક પિંડ મૂકાય છે. કેટલાક તે અસ્થિને, એક માટીના કરબડામાં ઘેર લઈ જઈ, ઘરમાં એક ગોખલામાં તે કરબડા રાખી મૂકે છે. મુંબાઈમાં જ્યાં વ્યવસ્થિત ને બંદોબસ્તવાળું બાંધેલું શ્મશાન છે, ત્યાં અસ્થિવાળા એક પાત્ર ઉપર ચીથરાનો કટકો વીંટાળી તે ઉપર નામ લખી તે પાત્ર ઝાડે ટાંગવામાં આવે છે. ત્યાર બાદ યથાવકાશે લઈ જઈ પવિત્ર તીર્થમાં તે અસ્થિઓ પધરાવાય છે. ઘણે ભાગે તે અસ્થિઓ ગંગા અગર નર્મદાનદીમાં પધરાવાય છે. તેમ કરતી વખતે બે માણસો સાથે જાય છે. તે બેમાંથી એક જણ પેલું અસ્થિપાત્ર જ ઝાલી રાખે, ને બીજો માણસ બાકીનો સામાન સાચવે. કેટલાક તો તેવી રીતે જતાં આગગાડીમાં પણ બેસતા નથી, પરંતુ ચાલીને અગર ઘોડેસ્વારી કરીને જાય છે, ને માર્ગમાં વીસામો લેતી વખતે તે ઝાડે ટાંગે છે.

જો દૌહિત્ર હોય તો ચિતા બળતી રહેવા દઈ ડાઘુઓ પાછા ફરે છે. તેમ ન હોય તો ચિતા પૂરેપુરી બળી જતા સુધી થોભવું પડે છે, ને તે ચિતાને પૂરેપુરી હોલવી નાંખી, શેષ રહેલ કોયલા રાખ, નદી અગર દરીયામાં નાંખી દેવાય છે.

ત્યાર બાદ ડાઘુઓ, શ્મશાનમાં કેકો કરતા સ્નાન કરીને,ભીને પંચ્ચે મૃતજનને ઘેર પાછા ફરે છે. ત્યાં અગ્નિસંસ્કાર કરનાર, હાથ પગ તથા મ્હોં ધોઈ, પંચીયું બદલી, સાથરો પાથરેલો હોય તેને ચતો કરી, તેની ઉપર સ્હેજવાર બેસીને તરત જ ઉઠી જાય છે; ને તે સાથરાના પાટલાને તથા તે ઉપરના કંત્રાણના કટકાને પૂર્વવત્ ઉંધાં પાડે છે. એટલે ડાઘુઓ પોતપોતાને ઘેર જઈ બહાર હાથ પગ ધોઈ કામે વળગે છે. એકાદ ધાબળી કે કંત્રાણનો એક હાથ જેટલો કટકો, ઘરમાં એક ખુણામાં મૂકી, તે ઉપર પાટલો ઉંધો પાડવામાં આવે છે તેને સાથરો પાથર્યો કહે છે. નવ દિવસ સુધી મૃતજનનો જીવ ત્યાં વસે છે એમ માન્યતા છે.

૧૨. ખીચડી:—બની શકે તો મરણને દિવસે, નહિ તો પછી

બીજે દિવસે, પરંતુ ડાઘુઓ સ્મશાનથી પાછા ફર્યા પછી, નામાવાળાંને ખીચડી અપાય છે. સદર ખીચડી, મરનાર માણસનાં વેહેવાઇયો—એટલે કે વહુરોનાં પીયરીયાં તરફથી મરનારને ત્યાં આવે છે. તે ખીચડીનું પ્રમાણ નીચે મુજબ હોય છે. મરનાર માણસ, જો સસરો, અગર તે સસરાનાં માબાપ, અગર સાસુ હોય તો તેની પછવાડે ખીચડી શે. ૧૫] ને ઘી શે. ૧॥ અપાય છે, તથા મરનાર માણસ, જો સાસુનાં મા કે બાપ હોય, કે કાકાજી, મામાજી, કાકીજી, મામીજી, જેઠ, કે જેઠાંણી હોય તો તેની પછવાડે ખીચડી શે. ૧૦] ને ઘી શે ૧] અપાય છે. તેમાંથી મોંગચોખાની ખીચડી ને ઘી (ઘણે ભાગે, ઓબળેલી ખીચડી, ને ટપવામાં ઘી, એ પ્રમાણે) તે મરનારની આશામી મુજબ નામાંવાળાંને ફક્ત અપાય છે. થોડીક ખીચડી ગાય કુતરા સારૂ જુદી કઢાય છે, તથા તે મરનારનાં સગાં પીત્રાઇયો હોય તે બધાં તે દિવસે મરનારને ઘેર તેવી જ ખીચડી કરી ખાય છે.

૧૩. ચોથીયું:—જનોઈ દીધા વગરનો છોકરો, કુંવારી કન્યા ને નાનાં છોકરાં મરી ગયા હોય તેમને માટે માત્ર ચોથીયું કરાય છે. મરણતિથિથી ચોથે દિવસે તે ક્રિયા થાય છે. તેમાં દુધ શે. ૦|, પૂજનના પૈસા નં. ૨, જવ, તલ, જવનો કે ચોખાનો લોટ, ચંદન, ફુલ, તુળશી ને સોપારી એટલી વસ્તુનો ખપ પડે છે. મરનાર છોકરૂં બહુ જ ન્હાનું હોય તો ચોથીયાને દિવસે નાતમાં નાનાં છોકરાંને દુધ અપાય છે, ને જો મરનાર છોકરૂં મોટું હોય, તો તે દિવસે, તે મરનારનું જમે એવા છોકરાને જમાડાય છે, તથા ચરૂડામાં પાણી-ચણા ને તે ઉપર પતાસાં મુકી અપાય છે. કોઈ કોઈ ફળ વિગેરે પણ આપે છે.

૧૪. નવ દિવસની સામાન્ય ક્રિયા—

૧. કથા શ્રવણ—ચોથીયાના અધિકાર શિવાયનું માણસ મરી ગયું હોય ત્યારે નવ દિવસ સુધી સાંજે તેની પાછળ કંઈ પુરાણાદિક વંચાવાય છે. તેમાં, ઘણે ભાગે જુવાન મરણમાં શિવગીતા કે ગરુડ-પુરાણ વંચાવાય છે, ને વૃદ્ધ મરણમા, એ બે, અગર ભગવદ્‌ગીતા અગ્નિપુરાણ આદિમાંથી કંઈ પણ ધર્મગ્રન્થ શ્રવણ કરાવાય છે. સગાં સંબંધી સ્નેહીજન, તે સમયે, સાંભળવા, શોક કરવા, ને શોક શમાવવા આવે છે, ઘરમાંથી બેરા દીવો દેખાડે એટલે તેઓ વેરાઈ જાય છે કથા શરૂ કરતા પૂર્વે, અગ્નિસંસ્કાર કરનાર, પેલો સાથરાવાળો પાટલો ચનો મૂકી તે ઉપર સાથરો મૂકે છે, ને કથા પૂરી થાય છે

એટલે પાછો સાથરો નીચે મૂકી, તે ઉપર પાટલો ઉંધો મુકે છે. તેમાં એવી માન્યતા છે કે, તે મૃતજનનો જીવાત્મા, તે કથા શ્રવણ કરે છે.

૨. દૂધ પાણીઃ—સ્મશાનથી ડાઘુ સાંજના ચાર પાંચ વાગ્યા પહેલાં પાછા ફર્યા હોય તો, તે જ દિવસથી, ને જો તેથી મોડું થાય તો બીજા દિવસથી, તે સદ્‌ગત જીવાત્માની શાંતિ સારૂ, કૂવે દૂધ પાણી મૂકાય છે. તે સારૂ જારના સાંઠા નં. ૬, માટીનાં કુલડાં નં. ૨, કોકડીનું સુતર, જવ, તલ, ને થોડું દૂધ-એટલી ચીજોની નિત્ય જરૂર પડે છે. જારના ત્રણ ત્રણ સાંઠાને મધ્યે સુતર બાંધી, ઘોડી જેવું બનાવી, તે ત્રીપાઈ ઉપર એકેક કુલડી મુકાય છે, ને તેમાં ગોર બતાવે તે પ્રમાણે દૂધ, પાણી, જવ-તલ આદિ મુકાય છે. આ ક્રિયા, કુલ ત્રણ દિવસ, સાંજે કૂવા અગર તળાવકાંઠે કરાય છે. તેમાં પહેલે દિવસે દૂધ પાણી ન મૂકાયાં હોય તો બીજે દિવસે, બંને દિવસનાં સામટાં મુકાય છે; નેજો પહેલા બે દિવસ, દૂધ પાણી મૂકયા વગરના ગયા હોય તો, ત્રીજે દિવસે, ત્રણે દિવસનાં સામટાં મૂકાય છે.

૩. અગ્નિ સંસ્કાર કરનાર બાર દિવસ સુધી પગે જોડા પહેરી શકતો નથી ને માથે સફેદ ફાળીયું વીંટવું પડે છે. ટોપી કે પાઘડી પહેરાય નહિ.

૪. લાડુ ખવડાવવાનોઃ—ત્રીજા દિવસથી નવ દિવસ સુધી પુરુષનું મરણ હોય તો બ્રાહ્મણને, ને સ્ત્રીનું હોય તો ગોરણીને નિત્ય સવારે લાડુ ખવડાવે છે. તેમાં ગસોટ અગર મગજના લાડુ, દૂધ પૌંઆ ને અથાણું એટલું અપાય છે. કોઈ વધારામાં શાક ને પૂરી પણ કરે છે. લાડુ ખાનારને, ત્રીજે દિવસે, પુરુષ હોય તો ધોતીયું, ને સ્ત્રી હોય તો લુગડું અપાય છે.

મરનાર સ્ત્રી ઘરેઆરે ન હોય, તો આ રીત તેનાં માતાપિતા કે ભાઈ કરે છે.

૫. શાક આપવાનુંઃ—ત્રીજે દિવસથી માંડીને તે નવમા દિવસ સુધી શાક અપાય છે. તેનું પ્રમાણ જણ દીઠ શે. ૧ાા આપવાનું હોય છે. શાક ઓછું આપવાનો વિચાર હોય તેવા, દશા આરવા માંડે ત્યારથી આપે છે. કેટલાક શ્રદ્ધાવાળા નૈષ્ઠિકો, ઋતુ ઋતુનાં શાક-ફળ પછીથી બારમાસ સુધી આપે છે. સદર શાક, ફક્ત નામાંવાળાને જ અપાય છે, ને વધારામાં અડીને ભાણેજ હોય તેને, તથા જામાતૃને અપાય છે. સદર ભાણેજ કે જમાઈ, મરનારના

જ તડનો હોય, ને નાસું લેવાનો તેનો વારો હોય, તો સદર શાક બેવડું અપાતું નથી,

૬. સારવાનું:—કોઈ કોઈ ત્રીજે દિવસથી સારવાનું શરૂ કરે છે. પરંતુ ઘણે ભાગે સારવાનું કામ દશક અથવા દશમા દિનથી ચાલુ થાય છે. જો મૃતજન વૃદ્ધ હોય તો સારવા માંડે તે દિવસથી અડીને પીત્રાઈ સગાં સુતકી હોય તેમને જમાડવાં પડે છે. સારવાનું શરૂ કર્યા પછી, ઠેઠ પૂરૂ થતાં સુધી વચમાં એક પણ દિવસ પડાતો નથી. તેમ જ સારનાર, સરાવનાર, તથા સારવાના કામમાં લેવાયલો ઉપસ્કર, બધાય દિવસોમાં, એકનાં એક જ હોય તો ઉત્તમ ગણાય છે. અનિવાર્ય અડચણના પ્રસંગે અચાલ્યે જરૂર પુરતો ફેરફાર કરાય છે, ને છૂટ મૂકાય છે.

૭. મસાણગાય દોહવાનું:—મૃતજનને દૌહિત્ર હોય તો ચિતા મરણતિથિને દિને ઓલવવામાં આવતી નથી, એ આપણે ઉપર કહી ગયા. તે ચિતા આગળ ગોર, તે મૃતજનનો દૌહિત્ર, તથા અગ્નિ સંસ્કાર કરનાર ત્રીજે દિને આવે છે. ત્યાં ચિતા ઉપર ગાયને ત્રાંસી ઉભી રાખી દૌહિત્ર, ગાયને દુહે છે, ને તે દૂધથી ચિતા છાંટી ઓલવે છે. હવે તો રૂઢીને માન આપી ગાય મળી શકે છે તો ગાયને ઉભી રાખે છે, ને પહેલેથી રબારીયે કાઢેલું ગાયનું દૂધ આપ્યું હોય છે તે દૂધ, દૌહિત્ર, હાથમાં લઈ, ચિતાને બદલે ગાયનાં આંચળ ઉપર એવી રીતે છાંટે છે, કે તે દૂધ આંચલ સાથે અથડાઈ ચિતા ઉપર પડે છે; ને ગાય નથી મળી શકતી તો લોટામાં ગાયનું દૂધ લઈ જઈ, તે જ દૂધ ચિતા ઉપર છંટાય છે. ત્યાર બાદ પૂર્વે જણાવી ગયા તેમ, અસ્થિના સાત કે નવ કટકા એકઠા કરી, શ્રાદ્ધ કરી, ભોંયમાં દાટી, ત્યાં એક અસ્થિ-સંચયનનો પિંડ મુકીને, તે સર્વે ઘેર પાછા ફરે છે.

૮. નવમો દિવસ:—નવમે દિવસે ઉઠમણું હોય છે. જે કથા કે ધર્મ ગ્રંથ નિત્ય વંચાતો હોય તેનો અમુક ભાગ નવમે દિવસે પૂરો થાય એવી વ્યવસ્થા બને ત્યાં સુધી રખાય છે. તે થયા બાદ બૈરાં દીવો ખતલાવે છે, એટલે ભાયડાઓ ઉઠે છે. અગ્નિસંસ્કાર કરનાર સાથરો ઉપાડી લઈ, આંગણા બહાર કોઈ છાપરા ઉપર તે સાથરાનો કટકો, ઉચ્ચે છાપરા ઉપર નાંખી દે છે, ને સર્વ મંડળી તળાવ ઉપર જાય છે. ત્યાં તળાવમાં હાથપગ ધોઈ, અગર કુવે હાથપગ ધોઈ, મહાદેવનાં દર્શન કરીને બેસે છે. મરનારને, છોકરાની વહુ હોય, તો તે ત્યાં ઘેરથી માટી લેઈને નાંખવા આવે છે, તે નાંખીને

જાય છે; જો તે પ્રમાણે માટી નાંખનાર વહુ નથી હોતી, તો અગ્નિ-સંસ્કાર કરનાર પોતે માટી લઇ લેછે, ને તળાવ ઉપર નાંખે છે; પછી મહાદેવમાં, મરનારને ઘેરથી વ્યવસ્થા કરી હોય છે તે મુજબ ઘીના દીવા પ્રકટાય છે. તેનાં દર્શન કરી મંડળી વિખરાઇ જાય છે. સદર વહુ, તળાવ ઉપર માટી નાંખી ઘેર પાછી ફરે તે વખતે રડતે રડતે બોલ કહેતાં ઘર તરફ જવાનું હોય છે, તે જાણે તમાશો હોય તેમ, જોવા, ને બોલ કહેતાં આવડ્યા કે નહિ તે ટીકા કરવા, નાતનાં બૈરાં ઓટલા ઉપર ભરાય છે—એ રીત ઠીક નથી.

ક. રડવા કૂટવાનું:—મરણતિથિને દિવસે ઘર આગળ, શબ લઈ ગયા પછી, ચકલા ઉપર, ને ત્યાંથી પાછું ઘેર આવી, ઘર આગળ રડવા કૂટવાનો ચાલ બૈરાંમાં છે. તે, દહાડામાં ત્રણ વખત સવાર–બપોર–ને સાંઝ, નવ દિવસ સુધી ચલાવવાની રીત હતી. આ રીત ઘસાતી જાય છે તે સારૂં છે, પણ સદંતર નીકળી જવાની જરૂર છે. કારણ એ રડવા કૂટવામાં શરીર નબળાં પડી જાય છે, બગડે છે, રોગી થાય છે, એ વાત તો વેગળી રહી, પણ રડતાં કૂટતાં સામસામી મ્હેણું મારી જુની હોળીયો તાજી કરાય છે, તથા સ્વભાવે શરમાળ સ્ત્રી જાત, છડેચોક કે ચકલા ઉપર, કૂટે રૂવે એ દેખાવ પણ સભ્ય કે સારો નથી.

ખ. વિધવા થયેલી સ્ત્રીને કરવાની ક્રિયા, ચૂડી કર્મ ને કેશ-વપનઃ—મૃતજન પાછળ તેની સ્ત્રી હયાત હોય તો તે વિધવાને, શબ ઘરમાં હોય તે વખતે સારાં લૂગડાં ને શણગાર પહેરાવી કૂટવા ઉભી રાખે છે. તે સ્નાન વખતે કાઢી નંખાય છે, ને ચૂડી કર્મ કરાય છે. તે વખતે બીજી કોઈ વિધવા સ્ત્રી, આ વિધવા થયેલ સ્ત્રીનો ચૂડો ઉમરા ઉપર ભાગે છે, ને કોટની કીડીયાસેર તોડી નાંખે છે; પછી તે ભાગેલ ચૂડાના કડકા લઈ, તે બીજી વિધવા સ્ત્રી રડતી રડતી જઈ તળાવમાં નાંખીને રડતી રડતી પાછી આવે છે. આટલી ક્રિયા થયા પછી બૈરાં ન્હાવા વેરાય. સાંજે રૂપાની ચૂડ, તે વિધવા સ્ત્રીનાં પીયરીયાં, લાવી પહેરાવે છે. જો વિધવા સ્ત્રીને ભાઈ હયાત હોય, ને સારી સ્થિતિવાળો હોય, તો સોનાની ચૂડ પહેરાવાય છે, નહિ તો પછી રૂપાની. વિધવા બહુ જ બાલ વયની હોય તો પાતળી સોનાની બંગડીયો પહેરાવાય છે. દસમે દિવસે સવારના પહોરમાં, લગભગ ચાર પાંચ વાગ્યે, તે વિધવા સ્ત્રીના વાળ લેવરાવાય છે. તે વખતે

સગાના બેરાં પુષ્કળ રડે, કુટે છે બાલક ઉમરમા હિસ્ત ઈ
હોય, તો પછીથી ચોટલો રાખવા દે છે, પરંતુ તેન ફ્ર
તેમ જ ચાંદ્લો કરાય નહિ તેમ છતા પણ જ્યારે જ્યારે ઘ
સૂતકવાળુ મરણુ થાય ત્યારે ત્યારે વાળ સમૂલા હિંદ
ઉતારાય છે

૯ દશાહ —દસમે દિવસે મારવા સારૂ નીચે મુજબ
જોઈયે —ઘી, ખાંડ, મધ, જવ, તલ, દર્ભ, રાળ, કંકોડી, અગ
વીરણુવાળા, ધોળુ ઉન, તેલનુ પુમડુ, ચંદન, ફૂલ, દૂધ
( પંચામૃત ) સોપારી, દીવો, લોટો પવાલુ, આચમની, ત્રંબુ
પાટલા નં ૨, ગાણા નં ૫, દ્રાક્ષ, જવનો આટો શે ા ને
શેકડા નં. ૧૦, ૫ ચીયુ ને રૂમાલ તેમા ૫ ચીયુ ને રૂમાલ
ગોર લઈ જાયછે, ને તે બહુ કરી ગોર જ લાવે છે, પરંતુ જો
લાવીયે, તો ગોરને અપાતી રકમમા આ બે વસ્તુના પૈસા
ગણાય છે

દશાને દિવસે એક બ્રાહ્મણુ જમાડવો પડે છે, ને તેને
કરી દૂધ, ભાત, ને લાડુ ખવડાવવાના હોય છે

દશાહને દિવસે, સારી આવ્યા પછી, શાકના તેડા મોકલ
ને શાક અપાય છે

મરનાર માણુસ, સ્ત્રી હોય, ને તેના માબાપ કે ભાઈ જીવતા
હોય તો દશાહનુ શાક તે પીયરીયા આપે છે

બે નીજા દિવસથી મારવા માટે તો ઉપલો બધો સામાન
દરરોજ જોઈયે, ને રોજનો પૈસો ૧ લેખે લઈ જવાનો

૧૦ પંચક શાન્તિ:—જો કોઈ માણુસ ૫ ચકમા મરી ગયુ હોય
તો તેની ૫ ચકશાન્તિ કરાય છે તે એકાદશાને-અગીયારમાને-
દિવસે થાય છે તેમા જોયતો સામાન —ચોખાનો આટો શે. ાા, કુલડી
ને કોડીયાં પ્રત્યેક નં ૬, તે બદલે કોઈ કોઈ ત્રાંબાના ટોયલા
તરભાણું પણુ મૂકે છે, ૫ ચીયા નં ૬ તેની બદલીમા સુતર પણ
વીંટી શકાય છે, સોપારી શે ાા, સોનાની મૂર્તિ નં ૫, રૂ ાાા ના
ના પૈસા, વરુણીના બ્રાહ્મણુ જણુ પાંચમાના પ્રત્યેકને બે આના
લેખે દક્ષિણુાના કુલ રૂ ાા=, જનોઈ જોટા નં ૧, ઘઉં શે. ૧ા,
ભાગ શે. ૧ા, અડદ શે. ૧ા, તલ શે ૧ા, ચોખા શે ૧ા, જવ, તલ,
દર્ભ, દૂધ, ચંદન, ફૂલ, છાણા, છોડીયા, ઘી શે ૦ મ ૯ ચંદન

સારૂ કાસાનુ છાલીયુ નં. ૧, માટીનો ચરૂડો ન ૧, કોડીયા નં. ૩, ગૌદાનના રૂ ૦ાા અગર શક્તિ મુજબ

૧૫ એકાદશા (બારમા)નો સામાન —અગીયારમાને દિવસે — ધોતીયા કે પચીયા ન ૨, ધોળા કડકા ન ૨, રાતો કડકો ન ૧; મૂર્ત્તિઓ ન ૭ તેમા સોનાની ન ૨, ને રૂપાની ન. ૨, ત્રાબાની ન. ૧, લોઢાની ન ૧, ને સીસાની ન. ૧ મળીને —એ સામાન ગોર પોતાને ત્યાથી લાવે છે, પર તુ જો તે ન લાવે, ને આપણે લાવવો પડે, તો તે વસ્તુઓની કિ મત, ગોરને અપાતી રકમમા મજરે ગણાય છે

ચોખા શે ૨, ઘઉં શે ૧, કસવી તરભાણી અગર તેને બદલે કુલડી ને કોડીયુ, સુતરની કોકડી, નાળીયેર ન ૨, પૈસા છૂટા રૂ. ૦ાાા ના, પરચુરણ રૂ ૦ાાાાનુ, સોપારી શે ૧, કુલડી કોડીયા ન. ૫ અગર તે બદલે કસની તરભાણી, ઘઉં શે ૧ા, મોગ શે ૧ા, અડદ શે ૧ા, ચોખા શે ૧ા, તલ શે ૧ા, છાણા, છોડીયા, ઘી શે ૨, હોમ સારૂ, જવ-તલ શે ૦ાા, વૃષોત્સર્ગનુ પાચ હાથનુ પોતીયુ ન ૧, ખરી-શીંગડીયો, તાબાનુ છાલુ ન ૧, નારીએળ ન ૧, જનોઈ જોટા ન ૨, મીઢળ ન ૨, ગુગળ, પચામૃત, ગોમૂત્ર, ગોમય, વિષ્ણુ, ચક્ર, શખ પાટલા ન ૨, પત્રાળા, ન ૮, પડીયા ન ૮, ચરૂડા ન ૨, કોડીયા ન ૭, ચદન, તુળશી, ફૂલ, હાર, માદીયો ન ૧, દર્ભ, જવનો આટો શે ૧ા, ચોખાનો આટો શે ૦ા, કકુ, ભસ્મ, વેટો, પવાલુ, આચમની, ત્રામઠ, ચુદડી, ચૂડી, ગાયનુ દૂધ, ખારેક ટોપરુ નો ૦ા, એકાદશા ને નારાયણબલિ નિમિત્તે એ ગૌદાનના સકલ્પ કરવા જોઈયે, ને તેમા પ્રત્યેક સકલ્પમા ઓછામા ઓછા રૂ ૦ાા અપાવા જોઈયે

વૃષોત્સર્ગમા, વાછડો-વાછડી, ખરી-શીંગડીયો, ને ત્રાબાનુ છાલુ,-એટલા વાના પ્રત્યક્ષ ન અપાય તો તેના નિષ્ક્રય તરીકે ઉચ્ચક રકમ રૂ ૦ા થી રૂ ૧] અગર રૂ ૧ા સુધી શક્તિ-વૃત્તિ પ્રમાણે આપી શકાય છે

એકાદશને દિવસે બ્રાહ્મણ જમાડવા જોઈયે

નડીયાદના નાગર બ્રાહ્મણો એકાદશા ને દ્વાદશા જમતા નથી તેથી પરનાતી બ્રાહ્મણ જમાડાય છે

૧૬. સ્રીનુ દશા ને એકાદશા —મૃતજન એ સૌ કે વિધવા સ્રી હોય, ને તેને માતાપિતા અગર ભાઈ હોય, તો તે સ્રીના દશમાને

દિવસે, શાક તે મરનારનાં પીહેરીયાં આપે છે, ને અગીયારમું પણ તે પીહેરીયાં જમાડે છે.

મરનાર સ્ત્રી અખંડ સૌભાગ્યવતી હોય તો અગીયારમાને દિવસે રેજા, કંકુ, ઉન, ચાંલ્લા વિગેરે ગોયણીઓને જમાડીને આપે છે. એક ગોયણી નીલોત્સર્ગ કરતા સુધી નિત્ય જમાડે છે, ને તેને ઉઠાડતી વખતે લુગડું ચણીયો ને ચોળી આપે છે.

૧૭. દ્વાદશા (બારમા) ના સરાવતી વેળાનો સામાનઃ— જવનો આટો શે. ૨; ઘી, ખાંડ, મધ, દૂધ, દહી, (પંચામૃત) ચંદન ને ફૂલ; સોનાનો વાળો નં. ૧ તે ગોર લાવે છે. તે જો આપણે પ્રત્યક્ષ કરીયે તો તેની કિંમત તેને અપાતી રકમમાં ગણાય છેઃ દર્ભ, પત્રાળાં, પડીયા; વિષ્ણુ, શંખ; પંચામૃત, લોટો, પવાલુ, આચમની, ત્રભાણુ, પાટલા નં. ૨; ગુંગળ, સોપારી, જવ; તલ, છાણાં નં. ૩.

બારમાને દિવસે પણ એક પરનાતી બ્રાહ્મણ જમાડવો પડે છે.

૧૮. શય્યાદાન (સજ્જા):—ઘર આગળ તે દિવસે સાંજે સજ્જા પથરાય છે, તે વેળા નીચે મુજબ સામાન જોઈયે છે. સજ્જામાં રૂ. ૧|; દીવી (લાકડાની કે ધાતુની), કોડીયું ત્રાંબાનું તથા તેમાં રૂપાની વાટ સાથે, ચંદન, પુષ્પ, તુલસી, દીવો, દુધ, સોપારી, આચમની, પવાલુ, પાટલા નં. ૨, ને વિષ્ણુ.

(ક) સજ્જાઃ—તેના સામાન માટે જુવો નીચે કલમ ૧૯ મી.

(ખ). પદ, ડબો ઝોયણી, દોરીલોટો, છત્રી, ધૃતપાત્ર, તલપાત્ર, ને પૂજાપો એ પ્રત્યેકમાં એક એક પૈસો મૂકાય છે; ડબોઝોયણીવાળા ડબામાં લાડુ કસણીને મૂકાય છે, ને પદમાં શીધું પૂરે છે.

પદમાં, કાંસાની થાળી નં. ૧, કાંસાની વાડકીયો નં. ૨, પીતળનો લોટો નં. ૧, પવાલુ કે કસલી નં. ૧, એટલું હોય છે; ધૃતપાત્રમાં, કાંસાનો વાડકો નં. ૧ તથા ઘી; તલપાત્રમાં, ત્રાંબાનો વાડકો નં. ૧ ને તલ; પૂજાપામાં, આસની નં. ૧, ગૌમુખી નં. ૧, માળા નં. ૧, ત્રભાણું નં. ૧, આચમની નં. ૧, પવાલું ત્રાંબાનું નં. ૧, પવિત્રી નં. ૧. (ત્રાંબાનો રૂપાનો ને સોનાનો એમ ત્રણ જાતના વાળાની વીંટી) ને અરઘીયું નં. ૧, એ પ્રમાણે જોઈયે.

તે ઉપરાંત, પાદુકા, ચમરી ને બુનસ અગર કામળી પણ કોઇ કોઇ મૂકે છે.

(ગ) મોંગ, ઘઉં, દાળ, ડાંગર, તલ, કપાશીયા, મીઠું, અડદ, ને જવ,—એ દરેકમાં પૈસો નં. ૧ લેખે મુકાય છે; ને એ દરેક ધાન આશામી મુજબ શે. ૭ અગર શે. ૧૦ લેખે મૂકાય છે. કોઈ કોઈ તે વજન વધારીને શે. ૧૨, શે. ૧૬, કે મણ ૦॥ સુધી પણ મુકે છે.

(ઘ) શગડી, ફાનસ, પાનની તાસક તેમાં પાન, એલચી, સોપારી, સૂડી, ને કાથો—ચુનો પીતળની દાબડીમાં—એટલી વસ્તુઓ સહિત; ત્રાંબાના વાડકામાં પંચામૃત, જાયફળ, કેસર, સુખડ, જોડા, ને લોહદંડ,—એ દરેક ઉપર પૈસો નં. ૧ લેખે મૂકાય છે.

(ચ) ઉમા-માહેશ્વર, તેમાં ગવન નં. ૧, રેન્ટો નં. ૧ ચણીયા-પાટ નં. ૧, નેફો નં. ૧, તથા ધોતીયું નં. ૧ મળીને તે ઉપર પૈસા ૨.

(છ). કૃષ્ણ કુંભ એટલે કાળો ઘડો તે ઉપર લાડુ કસણેલો મૂકી તે ઉપર પૈસો ૧ મૂકાય છે. કેટલાકનું એમ કહેવું છે કે નાગરી નાતમાં આ દાન નથી અપાતું; કેટલાક માને છે કે આ દાનમાં લાલ ઘડો અપાય છે, કાળો નહિ.

(જ). લોહદાનની દક્ષણા રૂ. ૧| ૦। નાતમાં અપાય છે.

(ઝ). આમાન્ન; તેમાં દરેક નામાવાળાને, ઘડો, ઘઉં, અડદ ને ઘી અપાય છે. તેનો તોલ આશામી મુજબ; તે ઉપરાંત આમાન્નની દક્ષણા નામાવાળાને અપાય છે તે પણ આશામી મુજબ. આમાન્ન ભાણેજ તથા જમાઈ ને પણ અપાય છે.

(ટ). મુખાવલોચનનું છાલીયું નં. ૧.

(ઠ). દીવો, બેડું ને નતવાળીયાના સંકલ્પ કરાવાય છે. જો મરનાર માણસને જીવતાં છતાં પુન્ય કરાવ્યું હોય તો ઉપર કલમ ખ, ગ, ઘ, ચ વાળી વસ્તુઓ સજા આગળ બેવડી (એક પુન્યની ને બીજી બારમાની મળી) મૂકાય ને અપાય છે.

ઉપર લખેલી દક્ષણા, સામાન્ય રીતે અપાતી, ઓછામાં ઓછી છે. ઈચ્છા હોય તો તેથી વિશેષ દક્ષણા દરેક વસ્તુ ઉપર મૂકવામાં બાધ આવતો નથી.

આ ઉપરાંત શક્તિ-વૃત્તિ હોય તો નીચે મુજબ સામાન વિશેષમાં મુકાય છે.

(ડ) જાવંત્રી, પીસ્તાં, ચારોળી, ગુડપડી, સુવર્ણનાં પડીકાં, કમંડલ, વીંજણો, રૂપું, દર્પણ, કસ્તુરી, એલચી, લીલો મેવો, હીંડોળો,

પાટ, ખુરશી, લીલો મેવો,—એ પ્રત્યેક વસ્તુ ઉપર પૈસો ૧ દક્ષણાનો મુકીને અપાય છે.

વળી કેટલાક પંચામૃતની પાંચેય વસ્તુઓ, જુદી જુદી જરમન સીલવરની પાચ વાડકીયોમાં મુકી, તે પ્રત્યેક પદાર્થ ઉપર દક્ષણાનો પૈસો ૧ મુકી આપે છે.

ઉપર જણાવ્યા મુજબ ધાન્યમા વધારેમાં વધારે મણ ૦ાા સુધી અપાય છે

સજ્જામાં સામાન મૂકાય છે તેમાં કેટલાક નૈષ્ઠિક તથા શક્તિવાળા વધારે કિંમતી સામાન મુકે છે ને આપે છે, ત્યારે કેટલાક એવા પણ હોય છે કે જેઓ સામાનનો દેખાડો જ માત્ર કરી, સામાન ઘરમા રાખે છે ને ઉચ્ચક રૂ ૨૫) થી માંડી રૂ ૫૦) સુધી નિષ્ક્રયના આપે છે

શુદ્ધ શ્રદ્ધા, તથા મરનાર પ્રત્યેના અપૂર્વ ભાવમાથી ઉત્પન્ન થયેલ આ દાન દિન પ્રતિ દિન વ્યવહારૂ રૂપ પકડતું જાય છે, ને તેમા અપાતા સામાનની, સારી નરસી જાત, તથા ઓછી વધતી કિંમતનો આધાર, તે કોને (કયા સગાને) આપવાનુ છે, એ વિચારના ધોરણ ઉપર રખાય છે, એ શોચનીય છે.

બીજે પક્ષે કેટલાક, આ પ્રકારના દાનોમાં રહેલી અપૂર્વ ભાવનાનો વિચાગ કરીને, રૂઢીને તથા મગાસ બાંધીને મતોષવા જરૂર પૂરતું કરે છે, ને બાકીની રકમનો વ્યય, વિદ્યાદાન આદિની વૃદ્ધિ અર્થે સ્કોલર્શીપો સ્થાપવામાં, તથા ખરેખરા અનાથોને નીભાવનારી ધાર્મિક સસ્થાઓ સ્થાપવામા ને તેમને સાહાય તથા ઉત્તેજન આપવામા કરે છે.—એવા દાખલા પણ મોજુદ છે ને તેજ ખરૂ ધર્મદાન છે.

૧૯. શય્યાનો સામાન—

૧. પુરુષનુ મરણ હોય ને તેની સ્ત્રી હયાત હોય તો નીચે મુજબ કરવાનુ, નહિતર ઔરાનો શણગાર નહિ

(ક) ધોતીયું, પેરણ, અંગરખુ, ખેસ, રૂદ્રાક્ષની અગર તુલસીની માળા સોને ગંઠેલી

(ખ) સાડી, કમખો, ચણીયો, ડીડીયાસેર, લવીંગીયા, છબીટીયા

(ગ) કોઈ કોઈ વધારામા શક્તિ મુજબ કડા ને કાનનું ઘરેલું તથા વીંટી મુકે છે, ઈચ્છા કે શક્તિ ન હોય તો તે વગર પણ ચાલે.

( ઘ ) અબોટીયું શક્તિ મુજબ, ખાટલો પાટી સાથે, ગોદડાં નં. ૨–તેમાં ૧ પાથરવાનું ને ૧ ઓઢવાનું–, ચાદર નં. ૨, ઉશીકું નં. ૧, છીંટનાં કે મશરૂના ગાલમ સુરીઆં નં. ૨; લાકડાની કે ધાતુની દીવી, તાંબાના કોડીયાં તથા રૂપાની વાટ સાથે; જોડા; પદ તેમા કાંસાની થાળી, લોટો, પવાલુ કે કસલી, બે વાડકીયો કાંસાની, શીધું પુરીને.

( ચ ) એક પદ શય્યામાં મૂકાય છે; જો ગાયના સંકલ્પ કર્યા હોય તો બીજું પદ તે નિમિત્તનું મૂકાય છે; અને કોઈ કોઈ તો જમાઈ દીઠ ને ભાણેજ દીઠ સંખ્યા ગણી તેટલાં પદ મૂકે છે.

૨૦. સુવાસિની સ્ત્રી ગુજરી જાય ત્યારેઃ—સર્વ સામાન ઉપર મુજબ, માત્ર કલમ ( ક ) માં આપેલ પુરુષના વસ્ત્રાલંકાર નહિ.

૨૧. કુમારો અગર વિધુર પુરુષ ગુજરી જાય ત્યારેઃ—સર્વ સામાન ઉપર મુજબ, માત્ર કલમ ( ખ ) વાળા બૈરાંના વસ્ત્રાલંકાર નહિ.

સજ્જા પ્રત્યક્ષ કરવી હોય નહિ તો, ઈતર જ્ઞાતિના ગોરને ત્યાંથી બધો સામાન લાવી, દેખાડો કરાય છે; ને તે નિમિત્ત અમુક ઉચ્ચક રકમ શક્તિ મુજબ અપાય છે.

શય્યા ઘણે ભાગે જમાઈને અપાય છે ને તેને અભાવે અગર કોઈ કાજગરૂ મરણ હોવાથી જમાઈ લેવા ઈચ્છતો ન હોય તો ભાણેજને અપાય છે. પરણેલા જમાઈને અભાવે, વિવાહિત જમાઈને પણ શય્યા આપી શકાય છે.

૨૨. સંન્યાસીની આરાધનાઃ—આતુર સંન્યાસીની આરાધના બારમાને દિવસે કરાય છે. તે દિવસે શાસ્ત્રવિધિ કરી, બાર બ્રાહ્મણને જમાડી, તેમને બાર પંચ્યાં અગર ધોતીયાં, તથા બાર ખેસ વિગેરે અપાય છે.

૨૩. બારમાને દિવસે પાઘડી બંધાવવાનીઃ—મરનાર માણસને પુત્ર હોય તો તે પુત્ર અગ્નિસંસ્કાર કરી સફેત ફાળીયું માથે વીંટે છે તેને બારમાને દિવસે તેનો સસરો અગર મામો પાઘડી બંધાવે છે, ત્યારે ફાળીયું ઉતરે છે. કોઈ પાઘડી આપે છે, ને કોઈ ઉચ્ચક રૂ. ૫) થી રૂ. ૧૧) આપે છે. બારમા પછીથી અગ્નિસંસ્કાર કરનારથી પગમાં જોડા ને માથે પાઘડી અગર ટોપી જે પહેરતો હોય તે પહેરાય.

૨૪. ત્રયોદશા (તેરમું) સારવાનો સામાનઃ—પ્રચૂર્ણ છુટા પૈસા

જેને 'એસ' પણ કહેવાય નહિ ને 'ઉઠ' પણ કહેવાય નહિ, કારણ માતામહનુ મરણ, શ્રાદ્ધ કરવાનો અધિકાર અપાવે છે, ને પિતાનું મરણ, તે અધિકારનો નાશ કરાવે છે એ શ્રાદ્ધ આશ્વિન સુદિ ૧ ને દિવસે કરાય છે. તેમા પણ સર્વથી પહેલી વાર આગ્રે પડવો કરવાનો આવે, ત્યારે મ્હોટી નાત કરવી પડે, અગર સવત્સરી-શ્રાદ્ધનાં સગાનો વહેવાર કરવો પડે પછીથી પ્રતિવર્ષે એક બ્રાહ્મણે ચાલે.

છ સંન્યાસીની તિથિ —જે માણસ સન્યાસી થઈ ગયો હોય તેને નિમિત્તે તેના વશજો ગુરુપૂર્ણિમા એટલે આષાડી પૂર્ણિમાને દિવસે એક ધોતીયુ ગેરૂએ રંગીને કોઈ પણ સન્યાસીને પૂજન-અર્ચન કરીને આપે છે તેને માટે શ્રાદ્ધનો દિવસ બારશનો નકકી કરેલ છે.

નીલોત્સર્ગ—નીલોત્સર્ગ, નીલોદ્વાહ એટલે વાછડા ને વાછડીના લગ્ન કરાવાય છે તે મૃત જનની ઉત્તરક્રિયાની સમાપ્તિ, શોકની સમાપ્તિ આ નીલોદ્વાહથી અગર લીલ પરણાવ્યાથી સૂચવાય છે ઘણે ભાગે તે મરણથી અગીયારમા માસમા, નહિ તો પછી છેવટે બારમા માસમા કરાય છે. જ્યારે કોઈ ગુજરી ગયુ હોય ને તેના બારમાસ પૂર્ણ થતા પહેલા તે જ કુટુબમાથી શુભ પ્રસગ કર્યા વગર ચાલે એવુ હોતું નથી ત્યારે આ ક્રિયા વહેલી સમેટવામા આવે છે નીલોદ્વાહને દિવસે બ્રહ્મભોજન કરવુ જ જોઈયે, કોરે દહાડે નીલોદ્વાહ થઈ શકે નહિ બ્હારગામ નીલોદ્વાહ કરાવે ને તે દિવસે પોતાના ગામમા બ્રહ્મભોજન કરાવે નહિ તે વાત અલગ છે તેમા નીચે મુજબ સામાન જોઈયે —

ક. પચીયા નં. ૨, ધોળો રૂમાલ નં. ૧, પીળો કડકો નં. ૧, રાતો કડકો નં. ૧, દરીઆઈ ગજ ાા, ટોયલી નં. ૨, તરભાણા નં. ૨, પચીયા નં. ૪, મૂર્તિઓ નં. ૨,-સદર સામાન ગોર લાવે છે ને જો તે ન લાવે તો તે સામાનની કિંમત ગોરને આપવાની રકમમા મજરે ગણાય છે

ખ. ચોખા શે ૨, ઘઉં શે ૧ા, સોપારી શે ૧, નારીયેળ નં. ૬, ચોખા શે ૬ પિંડ સારૂ, ખારેક ટોપરૂ, કંકુ, અબીલ, ગુલાલ, સિંધુર, સર્વોષધિ (દલદર) ગ્રીફળ નં. ૨, છલા નં. ૨, સુતર કોકડી, ચુડી નં. ૨, ગુગળ, જનોઈ જોટા નં. ૨, પાન નં. ૧૫, ચંદન, પચામૃત, ગોમૂત્ર, છાણ, માટી, જવ, તલ

ગ. મુદ્રાપણુનો રૂ. ૧), હોમ માટે ઘી શે. ૨.

ચ. પિંડ આગળઃ—દક્ષણા રૂ. ૧), ગોદાન રૂ. ૧।, પંચવારનો રૂ. ૧), મુગટો અગર ધોતીયું કે પંચીયું શક્તિ મુજબ. વહુરો હોય તો તેઓ શક્તિ મુજબ ઝાર કરે છે.

જ. ત્રાંબાના વાડકા નં. ૨, તેમાં એક મોટો આજ્યસ્થાલીનો ને એક તલપાત્રનો; કાંસાનાં છાલીયાં નં. ૨, તેમાં એક ધૃતપાત્ર સારૂ ને એક મુખાવલોચન સારૂ.

વૃષભમાત્રિકાસ્થાપન વખતેઃ—કોડીયાં નં. ૨, કુલડી નં. ૨, સોપારી નં. ૨, પંચીયાં નં. ૨, અગર તેને બદલે સુતર; વરૂણીના બ્રાહ્મણ નં. ૫ ને દક્ષણાના રૂ. ૦। દીઠ મળી કુલે રૂ. ૧।, અગર રૂ. ૦|= દીઠ ગણતાં રૂ. ૦॥=; નાળીયેર, પંચીયું, છાલીયું. વાછડાવાછડીના નિષ્ક્રય તરીકે રૂ. ૦|= કે રૂ. ૦।; ખરીઓ તથા શીંગડીઓના નિષ્ક્રય તરીકે રૂ. ૦। અગર રૂ. ૦|= અપાય છે.

સંકલ્પઃ—કન્યાદાન, ગોદાન, ત્રવેણીની કુડી, બ્રહ્માનાં પૂર્ણપાત્ર, પ્રાજાપત્ય નં. ૩, ગોદાન નં. ૨;-સદર પ્રત્યેક દાનદીઠ ઓછામાં ઓછો રૂ. ૦। આપવો જોઈયે; તેમ ન બને તો પછી યથાશક્તિ ઓછું વધતું અપાય.

માસિક શ્રાદ્ધઃ—માસિક શ્રાદ્ધ ન કર્યું હોય તો આજે કરવું પડે છે. તેમાં,-પંચીયું નં. ૧, તથા રૂ. ૦॥ મુદ્રાપણુનો એટલું જોઈયે.

નતવાળીયો નતવાળીયણઃ—મૃત જન પુરુષ હોય, તો એક બ્રાહ્મણને નતવાળીયા તરીકે નિત્ય જમાડવો પડે છે, ને જો સ્ત્રી હોય તો એક ગોયણીને નતવાળીયણ તરીકે તથા એક બ્રાહ્મણને નતવાળીયા તરીકે એમ બંને જમાડવાં પડે છે. જો મરનાર સ્ત્રીનાં માબાપ જીવતાં હોય તો તે માબાપ ગોયણી જમાડે ને સાસરે બ્રાહ્મણ જમાડાય છે. તથાપિ મૃત્યુસૂતક કે વૃદ્ધિસૂતક પડે ત્યારે તેટલો સમય જમાડાય નહિ. તે લોકોને નીલોદ્વાહ પછી ઉઠાડી મૂકાય છે. તે વખતે પુરુષ હોય તો તેને પાંચ લૂગડાં, ને સ્ત્રી હોય તો તેને તેનાં લૂગડાં આપવાની રીત છે. કેટલાએક એ પ્રમાણે પ્રત્યક્ષ લૂગડાં આપે છે, કેટલાએક પાંચ લૂગડાંમાંથી એકાદ કોટ કે એવું એક વસ્ત્ર કરાવે છે, ને કેટલાએક તે બદલ યથાશક્તિ રોકડા રૂ. ૧૦) થી રૂ. ૧૫) સુધી આપે છે,

પણ નાત તજવી પડે છે. તે ઉપરાંત તેઓને ઘેર ખાવામાં પણ અમુક નિયમ હોય છે:—જેવા કે દિવસે ન ખાવું, માત્ર એક વાર ખાવું ને તે પણ રાત્રે, ખાંડ વિગેરે ગળપણ તજવું, તથા ભાત તજવો વિગેરે.—આ રીત પણ ઓછી કરી નાંખવા જેવી છે.

વિધવા સ્ત્રી:—ગમે એટલી બાલ વયમાં કોઈ સ્ત્રી વિધવા થઈ હોય તો પણ તેનાથી પુનર્લગ્ન થઈ શકતું નથી. એટલું જ નહિ પણ કેશવપન કરાવવું પડે છે, ને આભૂષણ શૃંગાર સારાં વસ્ત્રાદિ ચાંલ્લો વિગેરે વર્જવાં પડે છે. અતિ બાલવયમાં થયેલી વિધવાઓને કેશ અમુક ઉમર સુધી રાખવા દે છે. પછી પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થતાં, કેશ રાખવા દેવામાં આવતા નથી, ને હાથમાં સોનાની ઝીણી બંગડીયો રાખવા દેવાય છે, જેની જગ્યા, ઉમર વધતાં, ચૂડ લે છે. પૈસાદાર પીયરીયાં હોય તો સોનાની ચૂડ તથા સાધારણ સ્થિતિમાં ચાંદીની ચૂડ તે વિધવાના ભાઈને નામે કરાવી પહેરાવે છે, તથાપિ ચાંલ્લો કે કેશ હોળવા કે ભારે કસબી કપડાંનો શૃંગાર વિગેરેથી બાતલ રાખવામાં આવે છે.

જ્યારથી વિધવા થાય ત્યારથી એક વર્ષ સુધી ઘરના ઓરડાનો ખૂણો તેને સેવવો પડે છે. કદિ ચાલે એવું ન હોય તો એક માસ પછી રાતે બધું જળજંપ્યું હોય ત્યારે પોતાની માને કે એવા સગાને કલાક બે કલાક કોઈ કોઈ વાર મળી આવે. પરંતુ તે અતિશય છાની રીતે ને એક માસ પછી, તે પહેલાં નહિ.

વિધુર:—પુરૂષને વિધુરપદ પ્રાપ્ત થાય તો પરણવાની છૂટ છે. અને ત્યાં સુધી વિધુરને પોતાની પત્નીના મરણ વખતે શ્મશાન નથી જવા દેતા, તેમાં એવી માન્યતા હોય છે કે શ્મશાન જાય તો પુનર્લગ્નનો અધિકાર ચાલ્યો જાય.

એક બાયડી જીવતી છતાં બીજી પરણવાની રીત નથી.

કર:—શુભ અશુભ પ્રસંગોમાં નાતને જમણ આપવાં તે અત્રે કર ગણાય છે. તેના કારણમાં એમ કહેવાય છે કે તે પ્રસંગોએ જે સંકલ્પ કરાય છે તેમાં અમુક સંખ્યા બ્રહ્મભોજનનો સંકલ્પ સૌ કોઈ કરે છે. સદર કર કર્યાથી લગભગ તે સંકલ્પમાં જણાવ્યા મુજબ બ્રહ્મભોજન વળી રહે છે.

## પ્રકરણ ૧૩.

૧. નાતનાં દાપાંની વીગતઃ—

રૂપીયા. પ્રસંગ.

૦॥ મામેરાનો, (૧) કન્યા પરણે ત્યારે, (૨) જનોઈ પ્રસંગે, (૩) શ્રીમંત વખતે, જ્યારે જ્યારે માંમેરૂં કર્યું હોય ત્યારે જ; માંમેરૂં કર્યું ન હોય તો નહિ.

૨॥ કન્યાના લગ્નસમયે. } જે તડની કન્યા હોય તે તડમાં વર-

૩] વરના લગ્નસમયે. } કન્યા બંને તરફની સદર દક્ષણા જાય.

૦॥ યજ્ઞોપવીતસમયે.

૦॥ શ્રીમંતસમયે.

૫૫] પરગામી વર પરણવા આવે ત્યારે તેની પાસેથી. તેમાંથી રૂ. ૫૦] ગ્નાતિમાં—તે બંને પક્ષવાળા અર્ધો અર્ધ વેંહચી લે, ને રૂ. ૫] શ્રીનડીયાદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજમાં. પરંતુ જો સદર પરગામી વર નડીયાદ નાતના રીવાજ મુજબ ત્રણ નાતો કરે તો સદર રૂપીયા ૫૫] આપવા પડે નહિ.

૧] રૂઠાનો જનોઈ વખતે. જનોઈ દેતા પહેલાં વિવાહ મળ્યો હોય તો, ચકલે, કન્યાનો બાપ સદર દક્ષણા આપે છે.

૧]ની પુન્યનો—જો જીવતાં કર્યું હોય તો. અગર, મરી ગયા પછી બારમાને દિને સંકલ્પ તેનો કરાવ્યો હોય તો પણ આપવો પડે.

૧]૦ બારમાનો.

૦ વ્રતનું મોટું ઉદ્યાપન થાય ત્યારે. } પહેલાં એ લેવાતા, હાલમાં

૦॥ યાત્રાર્થે જાય ત્યારે. } આપતા નથી ને લેવાતા નથી.

૨. નાતશાહી ભંડારાઃ—

માર્ગશીર્ષ સુદિ ૧ઃ—પરભાનું સંવત્સરી.

ચૈત્ર સુદિ ૧૪—શ્રીમહાદેવજીનો ભંડારો. }
શ્રાવણ વદિ ૧૪—માતાજીનો ભંડારો.[1] }

સદર બંને ભંડારા, જો ચાળીસ ને પંદર બંને તડવાળા એકઠા મળીને કરે તો શ્રી મહાદેવજીના ભંડારા નિમિત્તના ખર્ચના

[1] એક ગૃહસ્થના કહેવા મુજબ, સદર ભંડારો પંદરના તડનો છે.

વધારેમા વધારે રૂ ૩૫) ની મર્યાદા સુધી, ચૈત્ર સુ ૧૪ ને દિને, રા રા મનસુખરામ, સૂર્યરામ ત્રિપાઠીને ત્યાથી સ ૧૯૬૩ થી અપાય છે

ભાદ્રપદ સુદિ ૮—શ્રી માતાજીનો ભડારો —સદર ભડારો જે ચાળીસવાળા કરે છે તો જ પદરવાળા કરે છે કારણ એ ભડારો મૂળથી ચાળીસવાળાએ જ ઉપસ્થિત કરેલો ચાળીસ પક્ષવાળા જમે ને પદર પક્ષવાળાના છોકરા ભૂખે રડે એ ઠીક નહિ, એમ સમજીને ચાળીસવાળા કરે છે ત્યારે પદરવાળા સદર ભડારો કરે છે

૩ નામાની યાદ —નાતમા નામુ કરાવનારને, નામુ કરાવતી વખતે એક નાત કરવી પડે છે તેમા ઉપર ઘીનુ જમણ કરવુ પડે છે ને જનોઈબધ પૈસો પૈસો દક્ષણા આપવી પડે છે, તથા જે તડમા નામુ કરાવવુ હોય તે તડમા વાસણ આશરે રૂ ૨૫) સુધીનુ મૂકવુ પડે છે

૪ નામાવાળાને લાભ —નાતમા જે જે લ્હાણા વિગેરે નાત શાહી થાય તેમા નામાવાળાને ખાસ લ્હાણ ને દક્ષણા મળે તે ઉપરાત સ્ત્રીઓનુ અગીયારમુ ને બારમુ કરવુ પડે છે તેમા નામાવાળાને રૂ ૦॥ ને બીજી ગોયણીઓને પૈસો ૧ અપાય છે તેમા અગીયારમુ મરનાર સ્ત્રીના મોસાળવાળા કરે છે તો તેમા ગોયણીઓને તેના ઘરના રીવાજ મુજબ દક્ષણા તથા હીરાગળ રેજા અપાય છે

એક થડમાથી શાખાઓ ફુટતા તે નામુ તે તે વશજોમા વહેચાતુ જાય છે ને તે તે વશજો માહોમાહે સમજી વર્ષોવર્ષના અગર છ છ મહિનાના વારા પાડે છે તે વારાની શરૂઆત સાધારણ રીતે થડવાળા મુખ્ય જનની સાવત્સરિક તિથિથી ગણાય છે નામાનું શાક વિગેરે લેવામા, પિત્રાઈયો પિત્રાઈયોનુ લેતા નથી

જ્યારે એક જ નામાવાળાની ચાર શાખાઓના ચાર મુખ્ય પુરુષો પિત્રાઈયોને ત્યા મકરસક્રાતિથી તે ભડની નોમ સુધીમા પૃથક્ પૃથક્ શુભ પ્રસગો આવે તો તે સર્વેને ત્યા મળીને કુલ ચાર 'કર' મા પતે-પ્રત્યેકને જુદી જુદી ચાર નાતો કરવી પડે નહિ

પરગામી વર જ્યારે નડીયાદમા નામુ કરે છે ત્યારે તે નડીયાદી ગણાય છે ને તેથી તે પરગામી વરને પોતાને અગે આવતા શુભ-અશુભ પ્રસગોના કર ઉપર નડીયાદ નાગરી નાતનો હક્ક થઈ ચૂકે છે

## નામાવળાની યાદ.

### ૧. ઉત્તમ પક્ષ અથવા પંદરનુ તડ.

૧. { ઝવેરભાઈ મણિભાઈ પંડ્યા.
ગમનભાઈ મગનભાઈ મણિભાઈ પંડ્યા.
ચંદ્રપ્રસાદ મોતીભાઈ પંડ્યા.
દિવ્યપ્રસાદ મોતીભાઈ પંડ્યા.
લક્ષ્મણપ્રસાદ ભાસ્કરરાવ મોતીભાઈ પંડ્યા. }

૨, { તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.
નરહરરામ માધવરામ ત્રિપાઠી.
રમણીયરામ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. }

૩. { ઉદ્ધમરામ ગુલાબરામ પંડ્યા.
નયનસુખલાલ હરિલાલ પંડ્યા.
ચિમનલાલ હરિલાલ પંડ્યા.
રણુજિતલાલ હરિલાલ પંડ્યા. }

૪. { નિર્મળશંકર ઉમયાશંકર પંડ્યા.
સૌ. ચંપાલક્ષ્મી ( તે શિવપ્રસાદ લાભશંકરની પત્ની. ) }

૫. { દુર્ગાશંકર મયાશંકર ત્રવાડી.
જટાબશંકર હીરાશંકર ત્રવાડી.
કુંદનશંકર હીરાશંકર ત્રવાડી.
ધનશંકર હીરાશંકર ત્રવાડી. }

૬. પૂર્ણાનંદ બેહેચરલાલ ત્રવાડી ( નટવરજી બાલાજીના પૌત્ર.)

૭. { રસિકલાલ ઝવેરીશંકર જાની.
રમણિકલાલ ઝવેરીશંકર જાની. }

૮. { મૂળશંકર કાશીશંકર પંડયા.
પ્રદ્યુમ્નશંકર કૃષ્ણુશંકર હીરાશંકર પંડ્યા. }

૯. બાઈ નવદુર્ગા.

૧૦. રમાશંકર પ્રાણશંકર પાઠક જુનાગઢી.*
૧૧. જોશી નં૦ ૧. (પરનાતી)
૧૨-૧૩. વૈદ્ય. નં૦ ૨. (પરનાતી)
૧૪. નોતરીયો (હોય તો.)

## ૨. ધર્મપક્ષ અથવા ચાળીસનું તડ.

૧. વ્હાલાભાઈ બળદેવજી.

૨. { માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક.
મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક.
ભૂપતિશંકર માણેકલાલ યાજ્ઞિક. }

૩. { ચન્દ્રશંકર નર્મદાશંકર મણિશંકર પંડ્યા.
જટાશંકર મણિશંકર પંડ્યા.

૪. રણછોડજી આણંદજી કુબેરજી.

૫. { બાલકૃષ્ણ ગુલાબરામ પંડ્યા.
ભગવતપ્રસાદ ગુણવંતરામ પંડ્યા.
બાઈ જમનાજી. } વારસ કોઈ નહોવાથી નામું ઉડી ગયું.

૬. બાઈ વિજયાલક્ષ્મી (સારાભાઈ કાલીદાસવાળું.)

૭. { ચુનીલાલ નર્મદેશ્વર જાની.
કસ્તુરલાલ યજ્ઞેશ્વર યાજ્ઞિક.
બાઈ જમલક્ષ્મી. (વિશ્વેશ્વર હરેશ્વર જાનીવાળું).

૮. સુંદરરામ દોલતરામ બલવંતરામ દવે.
૯. તારાલાલ ભાઈલાલ ત્રવાડી.
૧૦. મગનલાલ લક્ષ્મીશંકર વોરા. જુનાગઢી.

૧૧. { ગુલાબીરામ મનઃસુખરામ જાની.
શિવલાલ ઉત્તમરામ મનઃસુખરામ યાજ્ઞિક. }
ઈશ્વરલાલ ઉમીયારામ જાની.
અમૃતલાલ ઉમીયારામ જાની. }

૧૨. છગનલાલ હરિલાલ પંડ્યા.

---

* સદર ગૃહસ્થ તરફથી વાસણ નાતમાં મુકાયેલ છે. તથાપ કોઈ એક નહીં દર્શાવાના વાંધાને અંગે ઉત્તમ પક્ષના કેટલાએક ગૃહસ્થો કહે છે કે નામું નથી ને કેટલાએકને મતે નામું છે એમ બે મત છે

૧૩. 
- ઝવેરશંકર લાલશંકર જાની.
- દેવશંકર લાલશંકર જાની.
- મોતીશંકર હરિશંકર જાની.
- અક્ષરશંકર હરિશંકર યાજ્ઞિક.
- ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક.

૧૪. 
- રણછોડભાઈ વલ્લભભાઈ.
- પુરૂષોત્તમ અચાભાઈ.
- બસીલાલ વિહારિલાલ અચાભાઈ.
- મનુભાઈ અચાભાઈ.
- કનુભાઈ અચાભાઈ.
- જનકલાલ અચાભાઈ.

૧૫. 
- હરસુખરામ પંડિતરામ પડયા.
- નારણભાઈ બળવંતરામ ભાઉ *

૧૬. શિવશંકર ઉમેદરામ જુનાગઢી.

૧૭ દોલતરામ હરિરામ (વારસ ન હોવાથી નામું ઉઠી ગયું છે.)

૧૮. જોશી નં૦ ૧ (પરનાતી.)

૧૯-૨૦. વૈદ્ય ન૦ ૨. (પરનાતી)

૨૧. નોતરીયો ન૦ ૧. (હોય તો.)

નોટ.—જોશી-વૈદ્ય, અગાઉ નાતમા પ્રત્યેક ઘેર શુભ-અશુભ પ્રસંગે ઉપયોગમા હરઘડી આવતા, તે કારણથી નાતવાળાએ તેમનાં નામા પ્રથમ શરૂ કરેલાં. તે નામા જોકે હાલ ચાલુ છે, ને અપાય પણ છે છતા દિલગીરીથી જણાવવુ પડે છે કે તે લોકો બીલકુલ ઉપયોગમા આવતા નથી. તથાપિ, એક પક્ષે નાતમા જુવાનોનાં મરણમા નાતવાળા ઘણે ભાગે નામા લેતા નથી, તે કારણથી તેમ જ બીજે પક્ષે, તે જોશી-વૈદ્યના વંશજો બ્રાહ્મણ હોવાથી, તેમને નામાંનુ દાપુ આપવાની પ્રથા ચાલુ છે

* એમ કહેવાય છે, કે તદમાથી નામુ લેવાનો તેમ જ તદને સામુ નામુ દેવાનો–એમ બને વ્યવહાર બધ કરવા નારણભાઈએ સૂચવેલુ, તે પૈકી તેમણે તદને સામુ નામુ દેવાનો વ્યવહાર બધ કરવાનું સ્વીકારવામા આવ્યુ ને તે બદલ અમુક ઉચક રકમ લેવાઈ ને તેમાથી કંઈક વસ્તુ ખરીદાયેલ છે

## બંને પક્ષના રૂપીયાની યાદીઃ—

સૂચનાઃ—નીચે જે યાદી આપવામાં આવી છે તે સદ્‌ગત ભાસ્કરભાઈયે ઘણાં વર્ષો ઉપર સંપડાવેલી છે. તે યાદી થયા પછી દર્શાવેલી રકમોમાં પાત્રાંતર તેમ જ લેવડદેવડ, વધઘટ વિગેરે થયાનો પૂરેપૂરો સંભવ છે. તેથી બની શકે તેટલી પૂર્ણ યાદી બનાવવા સારૂ, આ યાદીનાં મુદ્રિતની એક એક નકલ, ઘરદીઠ પ્રત્યેક ગૃહસ્થને, તથા જેમને નામે રૂપીયા છે તેમને તો ખસૂસ કરીને મોકલવામાં આવેલ હતી. તેમાંથી જે જે ગૃહસ્થોએ પોતાના નામ સામે જેવો જેવો સુધારો દર્શાવ્યો છે તે તે સુધારો તે પ્રમાણે કરવામાં આવ્યો છે. આ યાદીમાં બતાવેલી જંગમ મીલકત ઉપરાંત બીજી પણ છે. (દાખલા તરીકે ધર્મ પક્ષ તડની જેવી કે,–પરગામી વરની પાસેથી લીધેલી સામાચોરીની દક્ષણાની રકમ પૈકી અર્ધોઅર્ધ રૂપીયા કોઈ કોઈ કન્યાવાળાને ત્યાં જ છે તે તથા તે ઉપરાંત, કેટલાએક શુભ–અશુભ પ્રસંગનાં નાતનાં દાપાં કેટલાંએક કારણસર વગર ઉઘરાવાયલાં જેમનાં તેમ રહ્યાં છે—ટુંકામાં આ યાદી સંપૂર્ણ ને અંતિમ નિર્ણાયક નથી.

### ૧. ઉત્તમ પક્ષ.

| રૂપીયા. | નામ. |
|---|---|
| ૨૨૫] | પંડ્યા ઝવેરભાઈ મણિભાઈ. (પં. ગોકુળજી કાશીનાથવાળા) |
| ૯૬] | રસિકલાલ ઝવેરીશંકર જાની<br>રમણિકલાલ ઝવેરીશંકર જાની } ઝવેરીશંકર નાનાભાઈવાળા. |
| ૧૭૫] | નટવરજી બાલાજી ત્રવાડી. |
| ૧૯] | તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી (મનઃસુખરામ સૂર્યરામવાળા.) |
| ૧૭૫] | ઉદ્યમરામ ગુલાબરામ પંડયા—રૂ. ૧૫૬] તમારા નામે મૂળના, રૂ. ૧૯] સદાશંકર હીરાશંકરવાળા તમે કબૂલેલા તે તથા રૂ. ૩] બીજા મળીને કુલ રૂ. ૧૭૫]. |
| ૭૭] | નયનસુખલાલ હરિલાલ પંડ્યા. (દોલતરામ કૃપારામવાળા). |
| ૨૯] | દુર્ગાશંકર મયાશંકર ત્રિપાઠી. |
| ૨૯] | જડાબશંકર હીરાશંકર ત્રિપાઠી. |
| ૫૭] | પ્રદ્યુમ્નશંકર કૃષ્ણશંકર પંડિત (કૃષ્ણશંકર હીરાશંકર પંડયાવાળા.) |

૪૨૫) મૂળશંકર કાશીશંકર પંડયા.
૧૯) નિર્મળશંકર ઉમયાશંકર પંડ્યા (સદાશંકર હીરાશંકર પંડયાવાળા.)

૧૭૫) નરહરરામ માધવરામ ત્રિપાઠી અને કંપની.

૦) મૂળશંકર કાશીશંકર પંડ્યા—રૂ. ૧૨૫) ઘનશ્યામવાળા રૂ. ૨૫૦) મધ્યેના હતા તે સં. ૧૯૭૨ ના આષાઢ માસમાં બંને તડની ભેગી શતચંડી કરી તેમાં વપરાયાથી કંઈ રહ્યા નથી. હા. રા. મુકુંદરાય હરસુખરામ પંડયા.

કુલ રૂા. ૧૫૦૦)

તે ઉપરાંત પરગામ પરણેલી કન્યાના સામાચોરી દક્ષણાના રૂ. ૫૦) નાતમાં આવે છે તે પૈકી ઉત્તમ પક્ષના અર્ધોઅર્ધ રૂ. ૨૫) દરેક ફેરે રા. મૂળશંકર કાશીશંકરને ત્યાં ભરાય છે ને તેનો હીસાબ તેમને ત્યાં રહે છે.

૨. ધર્મપક્ષ.

૫૦) નર્મદાશંકર મણિશંકર પંડયા.
૫૦) હરસુખરામ પંડિતરામ પંડયા.
૫૦) મોતીશંકર હરિશંકર જાની (હરિશંકર લાલશંકર જાનીવાળા).
૫૦) ઝવેરશંકર લાલશંકર જાની.
૪૦) અચાભાઇ વરજભાઇ દેસાઈ.[1]
૫૦) સુંદરરામ દોલતરામ દવે (દોલતરામ બળવંતરામવાળા).
૫૦) બુલાખીરામ મનસુખરામ જાની. (મનસુખરામ ગણપતરામવાળા)

૦) " " " રૂ ૧૨૫) ઘનશ્યામવાળા રૂ. ૨૫૦) પૈકીના હતા, તે સં. ૧૯૭૨ ના આષાઢ માસમાં નાતશાહી શતચંડી બંને તડની મળીને એકઠી કરવા સારૂ નાતમાં આપી દીધા; હા. રા. મુકુંદરાય હરસુખરામ પંડયાને.

૭૫) ચુનીલાલ નર્મદેશ્વર જાની (નર્મદેશ્વર હરેશ્વર જાનીવાળા)[2]
૫૦) દેવશંકર લાલશંકર જાની.
૭૫) ઈશ્વરલાલ ઉમીયારામ જાની.

---

૧ મૂળ રૂ ૪૦) તથા બીજા રૂ ૧૦) સં ૧૯૬૪ માં આપેલ તે મળી કુલ રૂ ૫૦) છે એમ એક ગૃહસ્થ કહે છે.

૨ એ ઉપરાંત દાપાના રૂપીઆ જુદા છે, એમ એક ગૃહસ્થ કહે છે

૭

૨૫) વિશ્વેશ્વર હરેશ્વર જાની.[1]
૩૦) રણછોડજી આણંદજી પંડયા. ( આણંદજી કુબેરજીવાળા ).
૨૫) ઈંદુલાલ કનૈયાલાલ જાની. ( કનૈયાલાલ ગ૦ જાનીવાળા ).
૫૦) કસ્તુરલાલ યજ્ઞેશ્વર યાજ્ઞિક ( યજ્ઞેશ્વર હરેશ્વર વાળા ).
૫૦) તારાલાલ ભાઈલાલ ત્રવાડી. પરગામ દીધેલી કન્યાના નાતના દાપાના.
૫૦) મૂળશંકર માણેકલાલ જાની. (માણેકલાલ ઉમીયાશંકરવાળા)
૫૦) રણછોડભાઈ વલ્લભભાઈ જાની.
૫૦) માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક.

પ્રથમ એવો રીવાજ હતો કે નડીયાદમાંથી જે કન્યા પરગામ દેવાય, તે કન્યાના લગ્ન વખતે જે પરગામી વર નડીયાદ આવે, તે નાતમાં નામા હીડ તથા જનોઈબંધ અમુક દર પ્રમાણે દક્ષણા ને સોપારી આપતા; તેને સામાચોરી દક્ષણા કહેતા. તેની વિગત લગ્નના રીતરિવાજમાં આવી ગઈ છે. તે રીત કરતી વખતે વારંવાર બંને પક્ષને તકરાર થતી તેથી પેટલાદવાળા ઝવેરીશંકર મયાશંકર દીક્ષિતે, તે સામાચોરી દક્ષણા બદલ ઉચ્ચક રકમ ઠરાવી લેવાનો રીવાજ કાઢવા નાતને વિનંતી કરી. તે રુચવાથી નડીયાદની જ્ઞાતિએ ઠરાવ કરી રૂ. ૫૫) ઉચ્ચક લેવાના ઠરાવ્યા. તે પૈકી રૂ. ૫, નડીયાદની વડનગરાનાગર બ્રાહ્મણ સમાજને મળે ને રૂ. ૫૦ નાતને મળે. તેમાંથી અર્ધોઅર્ધ બંને પક્ષ વહેંચી લે. તેવી રીતે લેવાયેલ દક્ષણાના રૂ. ૭૨) એકઠા થયા તેની નાતશાહી પીતળની ચોરીયો નં. ૩ કરવામાં આવી છે, ત્યાર પછીના રૂપીયા જે જે આવે છે તેમાંના અર્ધોઅર્ધ ઉત્તમ પક્ષવાળા લઈ લે છે ને ધર્મ–પક્ષવાળામાં કોઈ અગ્રેસર, ન હોવાથી ગમે તેમ રહે છે. તેમાં ધર્મ–પક્ષની પરણેલી કન્યા નિમિત્તના રૂપીયા મ્હોટે ભાગે કન્યાવાળાને ત્યાં રહે છે. પરંતુ ઉત્તમ-પક્ષવાળી કન્યાના લગ્નપ્રસંગવાળા રૂપીયા ધર્મ–પક્ષમાં આવેલા તે ગમે તે ગૃહસ્થને ત્યાં રહે છે.

### ૧. ઉત્તમપક્ષ અગર પંદરના તડનાં વાસણની યાદ.

સૂચનાઃ—સદર વાસણોની યાદી ઘણાં વર્ષ ઉપર સદ્દગત સ્ને. ભાસ્કરભાઈએ ગંપડાવેલી તે યાદી, સવિશેષ સૂચના સાથે આ યાદીમાં આવેલ પ્રત્યેક ગૃહસ્થને ત્યાં યાદીનાં પ્રુફ સુધારા વધારા

---

૧. આ ઉપરાંત દાપાના રૂપીયા જુદા છે

